શાસનસમ્રાટ

શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના પટ્ટશિષ્ય

સિદ્ધાંત વાચસ્પતિ

શાસ્ત્રવિશારદ

શિલ્પજ્યોતિષદિવાકર

શાંતમૂર્તિ

આ ચા ર્ય

## શ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજને

સાદર સમર્પણ

બિપિન ઝવેરી





# અનુક્રમ



## પ્રસ્તાવના

મારા અભ્યાસનો આ નાનકડો પ્રયાસ પ્રજા સમક્ષ મૂકતાં મને ઘણો હર્ષ થાય છે.

સંપાદન માટે આ કાવ્ય પસંદ કરવાનાં કારણો, ચડતા ક્રમમાં, પંચવિધ છેઃ (૧) જૈન સમાજમાં એની લોકપ્રિયતા (૨) એનું રસિક, રંગદર્શી વસ્તુ (૩) એનો સંદેશ, અને ખાસ તો (૪) એની ભાષાની સહજ સાદગી, તથા તેથીયે વિશેષ, (૫) એની ભાષાકીય વિશિષ્ટતા; એની અભ્યાસક્ષમતા.

સંપાદન જૈનેતરોને અભ્યાસ કરવો સુગમ પડે તેવા દૃષ્ટિકોણથી કરાયું છે. એટલે ટિપ્પણ ઇત્યાદિમાં દર્શાવાયેલી કેટલીક વિગતો જૈન ભાઈબહેનોને જાણીતી, માટે બિનજરૂરી લાગે તો દરગુજર કરે.

નીચેની વ્યક્તિઓનો હું ઘણો ઋણી છુઃ કાવ્ય–પસંદગીથી પ્રુફરિડીંગ સુધીના સર્વ તબક્કે વત્સલ મમત્વથી વિપુલ અનેકવિધ સહાય કરનાર મારા પૂજ્ય પિતાશ્રી છો. સા. જવેરીનો, પ્રવેશકના ઉછ અંગે મુરબ્બી વડીલ શ્રી કેશવરામ કા. શાસ્ત્રીજીનો, સહાનુભૂતિ-પ્રાક્કથન લખવા અને બીકાનેરની અનેક હસ્તપ્રતો પૂરી પાડવા માટે શ્રીમાન અગરચંદજી નાહટાનો, જૂનાગઢ સ્થાકવાસી ભંડારમાંથી અનેક પુસ્તકો ધીરવા ઇત્યાદિ મદદરૂપ થનાર જૈન સાહિત્યના ઊંડા અભ્યાસી શ્રી કુરજી માસ્તરનો, જૂનાગઢ શ્વે. મૂ. પૂ. આત્મારામજી જૈન લાયબ્રેરીના પાલક શ્રી મોતીલાલ માસ્તરનો; ખંભાત શ્રી વિજયનેમિસૂરીશ્વર

જ્ઞાનભંડાર અને અમદાવાદ પાંજરાપોળ જ્ઞાનશાળાની પ્રતો માટે પૂ. શ્રી વિજયોદયસૂરિ અને વિજયનંદનસૂરીશ્વરોનો, અમદાવાદ વિજયદાનસૂરિજી જ્ઞાન મંદિરના હેતાળ ટ્રસ્ટી શ્રી ચીમનલાલ કડિયાનો, અમદાવાદ વીરવિજયજી ઉપાશ્રય ગ્રંથસંગ્રહના કાર્યવાહકોનો, એ ભંડારોની પ્રતો માટે આગમપ્રભાકર શ્રીપુણ્યવિજયજીનો અને કચ્છભુજના બે ભંડારોની પ્રતોની વિગતો પૂરી પાડવા માટે ગણિવર્ય શ્રી બુદ્ધિસાગર મુનિવર્યનો, સ્થાનકવાસી સમયની પોતાની પ્રતની વિગતો પૂરી પાડવા માટે મુનિરાજ શ્રી ગુલાબમુનિજીનો, વિજાપુર (ઉ ગુજરાત) શ્રી બુદ્ધિસાગરસૂરિ જૈન જ્ઞાનમંદિરની પ્રત માટે લાયબ્રેરિયન મહેન્દ્રભાઈ શાહનો, સુરતથી છાપેલી પ્રતો અને અન્ય પુસ્તકો મોકલવા માટે જૈનાનંદ પુસ્તકાલયના કાર્યકર શ્રી અમરચંદ મૂલચંદ જવેરીનો, સુરતના શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધારફંડના એને ટ્રસ્ટી શ્રી મોતીચંદ મગનભાઈ ચોકસીનો; હસ્તપ્રત જોઈ જઈ કેટલુંક માર્ગદર્શન કરાવવા માટે પં. શ્રી ચન્દ્રવિજયજીના શિષ્ય શ્રી કુમુદવિજયજીનો.

આ સર્વના સદ્ભાવ વિના આ વિનમ્ર સંપાદન જેવું છે તેવુંયે ન થયું હોત.

અંતમાં, પ્રકાશન માટે આર્થિક ઉત્તેજન આપનાર સૌરાષ્ટ્ર રાજ્ય ગ્રંથોત્તેજન સમિતિનો હું ઘણો આભાર માનું છું.

દિવાનપરા, જૂનાગઢ
૨૬–૧–૧૯૫૮

બિપિન જીવણચંદ ઝવેરી



# प्राक्कथन

लोकभाषामें धर्मप्रचार और साहित्यनिर्माण जैन तीर्थंकरों और मुनियों द्वारा निरंतर होता रहा है। भगवान महावीरने अर्द्धमागधी भाषामें जो प्रवचन दिए उन्हींका संग्रह एकादश अंग आदि आगमोंमें मिलता है। बंगाल और बिहारसे जैन धर्मका प्रचार जब पश्चिम और दक्षिणकी ओर हुआ तो महाराष्ट्री और शौरसेनीमें प्रचुर साहित्य निर्माण किया गया। फिर अपभ्रंश लोकभाषा बनी तो अपभ्रंशमें भी जैन विद्वानोंने छोटेबड़े अनेकों ग्रंथ लिखे। अपभ्रंशसे ही उत्तर भारतकी प्राय सभी भाषाओंका उद्गम हुआ। उस कालमें श्वेताम्बर जैन धर्मका प्रचार प्रधानतया राजस्थान गुजरात सौराष्ट्रादिमें रहा और दिगंबर सम्प्रदायका अधिक प्रसार दक्षिण भारत, उत्तर व मध्य प्रदेश आदिमें रहा। इसलिए श्वेताम्बर जैन विद्वानोंकी उस समयकी लोक भाषाओंकी रचना प्राचीन राजस्थानी या गुजराती भाषामें हुई है, तो दिगंबर विद्वानोंने अपभ्रंशके बाद उत्तर भारतमें हिन्दी भाषाको प्रधान रूपसे अपनाया, दक्षिणमें कन्नड और तामिल को।

गुजरात अभी जिस प्रदेशका नाम है प्राचीन कालमें वह लाट आदि प्रदेशके नामसे उल्लेखित मिलता है और राजस्थानका श्रीमाल

झींडवाणा आदिका प्रदेश गुजरातके नामसे प्रख्यात था। इन दोनों प्रदेशोंमें जैन मुनियोंका तो निरंतर विहार होता ही था, पर वैसे भी रहनसहन बोलीचालीमें विशेष भिन्नता नहीं थी। इसलिए करीब १६वीं शताब्दी तक राजस्थान व गुजरात–सौराष्ट्रकी एक ही लोकभाषा थी। १६वीं शताब्दिसे इन दोनों प्रान्तोंकी भाषाओंमें भेद कुछ विशेष व्यक्त होने लगा। अत इससे पूर्ववर्ती रचनाओंकी भाषाको राजस्थान के विद्वान पुरानी राजस्थानी और गुजरातके विद्वान पुरानी गुजराती बतलाते हैं। वास्तवमें नाम कुछ भी हो, भाषा एक ही थी।

जैन मुनियोंका जीवन बहुत संयमित था, और अपने बचे हुए समयका उपयोग वे अध्ययन लेखन और साहित्यनिर्माणमें किया करते थे। इसलिए उनकी रचनाए प्रत्येक शताब्दीके प्रत्येक चरणकी मिल जाती है। जैन ज्ञानभंडार सुरक्षित भी अधिक रहे और नये नये स्थापित किए जाते रहे। इसलिए १३ वीं शताब्दीसे प्राचीन राजस्थानीमें जो रचनाएँ की गई वे भी आज जैन भंडारोंमें सुरक्षित हैं, जबकि जैनेतर लोकभाषाकी रचनाएँ १५वीं शताब्दीके पहलेकी प्राय नहीं मिलती। कुछ फुटकर पद्य मिलते हैं वे भी जैन प्रबंधग्रंथोंमें ही। प्रत्येक शताब्दीके प्रत्येक चरणकी रचना प्राप्त होनेके कारण भाषाके विकासका अनुसंधान करनेमें इन जैन रचनाओंका बडा महत्व है। इनकी प्राय समकालीन (रचनाकालीन) व थोडे वर्षोंके बादकी लिखी हुई प्रतियाँ भी मिल जाती हैं, जबकि जैनेतर रचनाओंकी प्रतियाँ इतनी प्राचीन व अधिक मात्रामें नहीं मिलती। फिर भी खेदका विषय है कि प्राचीनतर राजस्थानी या जूने गुजराती जैन साहित्यका समुचित

मूल्यांकन नहीं हो पाता है। गुजराती साहित्य और राजस्थानी साहित्यके इतिहासग्रंथोमें इतिहासलेखकोंको जबकि जैनेतर साहित्य नहीं मिलता तो बाध्य होकर कुछ जैन रचनाओंका उल्लेख करना पड़ा है, पर जहाँसे जैनेतर कवियोके ग्रंथ मिलने लगे वहींसे जैन साहित्यकी उपेक्षा नज़र आती है; जबकि अनेकों जैन कवियोकी रचनाएँ बहुत उच्च कोटिकी व उल्लेखनीय हैं।

गुजरातकी कुछ संस्थाओं द्वारा प्राचीन गुजराती–राजस्थानी रचना ओंका प्रकाशन अच्छे परिमाणमें हुआ है। सन १९२० में 'प्राचीन गुर्जर काव्य संग्रह' ओर अभी 'प्राचीन फागुसंग्रह', 'गुर्जर रासावली' गायकवाड सीरिझसे प्रकाशित हुए हैं। और मुनि श्री जिनविजय जी सम्पादित 'जैन ऐतिहासिक गूर्जर काव्यसंचय', श्रीविजयधर्मसूरि संपादित 'जैन ऐतिहासिक रासमाला', हमारे संपादित 'ऐतिहासिक जैन काव्यसंग्रह' इस पुस्तकके संपादक डॉ. विपिन झवेरीके पूर्वज स्थापित देवचंद लालभाई जैन पुस्तकोद्धार फंडसे आनंदकाव्य महोद धिके आठ भाग, भीमसी माणेक आदिके प्रकाशित अनेको जैन रास–इस तरह अनेक जैन रास फागु चौपाई विवाहला आदि काव्य प्रकाशित हो चुके है। पर उनका काव्यकी दृष्टिसे अध्ययन करके मूल्यांकन प्राय: नहीं हुआ। आवश्यकता है इस विशाल प्राचीन जैन भाषासाहित्य के सांगोपांग अध्ययन द्वारा प्रस्तुत राजस्थानी और गुजराती जैन साहित्यके इतिहासके प्रकाशनको।

महापुरुषोंके जीवनचरित्रको प्रकाशित करनेवाले रास–चौपाई

संज्ञ काव्योंकी परंपरा आठसो वर्षसे निरंतर चल रही है। इनमें वर्णित कथाओं और चरित्रों द्वारा नैतिक एवं धार्मिक प्रेरणा मिलनेके साथ साथ उनमें भाषाविज्ञानकीभी महत्वपूर्ण सामग्री होनेसे उन रचनाओंका बड़ा महत्व है। मूल रूपमें और कथासारके साथ तो इन रचनाओंका प्रकाशन काफी हुआ है, पर शब्दकोश आवश्यक टिप्पणियाँ आदिके साथ इनका संपादन उतना अधिक नहीं हुआ। डॉ० भोगीलाल संडेसरा अब इस ओर प्रयत्नशील हैं। उनके संपादित 'प्राचीन फागु संग्रह' आदिमें शब्दकोश भी दिया गया है। डॉ० बिपिन झवेरी द्वारा सांपादित "देवकीजी छ भायारो रास" इस दिशामें उल्लेखनीय प्रयत्न है। ३५ पृष्ठोंके इस छोटेसे रासकी टिप्पणियाँ और शब्दकोश ५५ पृष्ठोंमें, और प्रवेशक ६४ पृष्ठोंमें लिखा जाना स्वयं इसका प्रमाण है। उन्होंने इस छोटेसे रास– सम्पादनमें बहुत बड़ा श्रम किया है। साहित्यके विद्यार्थियोंके लिए काफी जानकारी प्रस्तुत की है। इस तरहसे उनके सम्पादित यह ग्रंथ संपादनका आदर्श सामने रखता है। रचनासे सम्बन्धित सभी आवश्यक बातें उन्होंने इसमें प्रस्तुत कर दी हैं। अपने प्रयत्नमें श्री झवेरी बहुत सफल हुए हैं और भविष्यमें उनसे बहुत आशाएँ की जा सकती हैं। यह रास काव्यादिक दृष्टिसे इतना महत्व-पूर्ण नहीं और छोटासा ही है। भविष्यमें किसी विशिष्ट जैन रचनाको भी इसी तरह सुसंपादित करें तो बहुत ही उपयोगी कार्य होगा।

**बीकानेर**
**वसंतपंचमी, २०१४**

**अगरचंद नाहटा**

# પ્રવેશક

સૌરાષ્ટ્ર અને પશ્ચિમસાગરના સંધિસ્થાન પર આવેલી મહાન નગરી દ્વારિકા અનેક કાવ્યપ્રસંગોની જનની છે, અને એના પર ને એનાં પાત્રો પર પ્રાચીન કાળથી માંડીને આજ સુધી અનેક ઉત્તમ કાવ્યો લખાયેલાં છે. પ્રસ્તુત જૈન કાવ્ય પણ કૃષ્ણની સાથે દ્વારિકા આવી વસેલાં દેવકીમૈયાનું કરુણ જીવન સુંદર રીતે આલેખે છે.

## ૧: કાવ્યનાં મૂળ સાધનો

ભારતવર્ષમાં જૈનોએ પણ રામાયણ, મહાભારત, હરિવંશ, નળાયણ, ઇત્યાદિ ગ્રંથો રચેલા છે.

જૈનોના સૌથી જૂના ઉપલબ્ધ ગ્રંથ અગિયાર આગમો છે. સર્વ પૂર્વગામી તીર્થંકરોની જેમ પ્રવર્તમાન ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીએ પોતાના ગણધરો–પટ્ટશિષ્યો–સમક્ષ ત્રિપદીરૂપે બોધ કર્યો કે પ્રત્યેક પદાર્થ ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને સનાતન છે. આને આધારે સુધર્માસ્વામી આદિ અગિયાર ગણધરોએ વિસ્તૃત દ્વાદશ અંગો રચ્યાં, જેમાંનું અંતિમ આજે ઉપલબ્ધ નથી. આ અંગો મુખપરંપરાએ ચાલુ રહ્યાં. વિક્રમની છઠ્ઠી સદીના પ્રારંભમાં બારવર્ષી દુકાળ પડયો, અને પૌષ્ટિક અન્નનો અભાવ, ભિક્ષા મેળવવાની હાડમારી ઇત્યાદિ કારણે સાધુઓની સ્મૃતિનો ખૂબ હ્રાસ થયો. આથી વિ. સં. ૫૧૦ અથવા ૫૨૩માં શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની નિશ્રા ( પ્રમુખપદ ) હેઠળ વલ્લભીપુરમાં સાધુઓની એક વિશાળ પરિષદ મળી, અને એણે, સર્વની સ્મૃતિ એકત્ર કરીને, આ સર્વ આગમોને ગ્રંથસ્થ એટલે કે પત્રસ્થ કર્યાં.

હિંદુઓ વેદને જેટલું મહત્ત્વ આપે છે એટલું જૈનો આ આગમોને આપે છે. કેટલાક સ્થાનકવાસી મુનિઓ ને જૈનો તો અનુગામી માનવરચિત કૃતિઓમાં પ્રમાદજન્ય કોઈ દોષ પેસી ગયાનો સંભવ ગણી એ સર્વ કરતાંયે માત્ર આગમરૂપી મૂળસૂત્રોને જ આધારરૂપ ગણે છે.

આ શાસ્ત્રમાં આવેલી કથા મૂળ 'અંતગડદસાઓ' (અંતકૃત્ દશાંગ સૂત્ર) નામના આગમમાં જોવા મળે છે અંતકૃત્દશાંગ એટલે કેવળજ્ઞાન પામ્યા પછી અંતર્મુહૂર્તમાં (લગભગ તરત જ) મોક્ષે જનારા મહાપુરુષોની કથાઓ દેવકીના ૭ (વસ્તુત સાત) ભાયા (પુત્રો) પણ એ જ રીતે મોક્ષે ગયા હોવાથી એની કથા અંતગડમાં સ્થાન પામે છે અંતગડના પ્રકૃત ભાગનું ભાષાંતર અહીં ઉતારું છુ

૧ અંતગડદસાઓ (અંતકૃત્દશા)

ઉપદેશક મહાવીર સ્વામી

રચનાર સુધર્માસ્વામી

ગ્રંથસ્થ દેવર્દ્ધિગણિ વિ સ ૫૧૦, અર્ધમાગધી

હે જમ્બુ! તે કાળે તે સમયે ભદ્દિલપુર નામે નગર હતું તે નગર ઉત્તમ નગરોના સર્વે ગુણોથી યુક્ત હતું તે નગરમાં ગગનચુંબી ઊંચા ઊંચા વિશાળ ભવન હતા ત્યાં સ્વચક્ર પરચક્ર અર્થાત્ અંદરના તથા બહારના શત્રુઓનો ભય બિલકુલ ન હતો. અને તે ધનધાન્યાદિથી સર્વદા પરિપૂર્ણ હતું તે ભદ્દિલપુર નગરની બહાર ઈશાનકોણમાં ઉદ્યાનના સર્વે ગુણોથી પરિપૂર્ણ શ્રીવન નામે ઉદ્યાન હતું તે નગરમા જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો તે ભદ્દિલપુરમા નાગ નામે એક ધનિક ગાથાપતિ રહેતો હતો તેની પત્નીનું નામ સુલસા હતું, જે બહુ જ સુરૂપા હતી તે નાગ ગાથાપતિને સુલસાથી એક અણીયસમેન નામે પુત્ર ઉત્પન્ન થયો, જેના હાથપગ આદિ અંગ અત્યંત કોમળ હતા, જે અત્યંત સુંદર હતો, જે ક્ષીરધાત્રી, મજ્જનધાત્રી, મણ્ડનધાત્રી ક્રીડનધાત્રી, અને અંકધાત્રી એ પાંચ પ્રકારની ધાઈ માતાઓથી દૃઢપ્રતિજ્ઞની પેઠે સર્વદા પ્રતિપાલિત થઈ પર્વત ગુહામાં લીન મનોહર ચંપક લતાની જેમ સુખથી વધવા લાગ્યો.

ત્યાર બાદ આઠ વર્ષથી અધિક ઉંમર થયા પછી અણીયસમેન કુમારને માતાપિતાએ કલાચાર્યની પાસે [illegible]નું અધ્યયન કરવા માટે મોકલ્યો

અનંતસેન, અજિતસેન, અનિહતરિપુ, દેવસેન, શત્રુસેન નામનાં અધ્યયનોનું વર્ણન જાણી લેવું જોઈએ.

આ છએ અધ્યયન એકસરખા પાઠવાળાં છે. તેમના માતપિતા એક જ હતાં. બત્રીસ બત્રીસ કરોડ સોનાં તથા બત્રીસ બત્રીસ મણિ-મુકુટ આદિ વિવાહના ઉપલક્ષમાં આ લોકોને મળ્યાં. વીસ વરસ દીક્ષા-પર્યાય પાળ્યો. ચૌદ પૂર્વોનું અધ્યયન કર્યું. શત્રુંજય પર્વતપર આરોહણ કરી માસિક સંલેખના દ્વારા સિદ્ધ થયા.

× × ×

હે જમ્બુ! તે કાલે તે સમયે દ્વારાવતી નામે એક નગરી હતી. ત્યાં અર્હત્ અરિષ્ટનેમિસ્વામી ધર્મોપદેશ કરવા માટે આવ્યા. તેનું વર્ણન પ્રથમ વર્ગના જેવું સમજવું જોઈએ. તે કાલે તે સમયે છ સગા ભાઈ અર્હત્ અરિષ્ટનેમિના અન્તેવાસી (શિષ્ય) થયા, જે જ્ઞાન, સૌંદર્ય તથા વયમાં સમાન હતા, જેમની શરીરકાન્તિ નીલકમલ તથા ભેંસના શીંગડાના આંતરિક ભાગ અથવા ગળીના રંગના જેવી, એવં અળસીનાં ફૂલનાં જેવી હતી, તથા જેમનું વક્ષસ્થલ શ્રીવત્સ નામના ચિહ્ન વિશેષથી અંકિત હતું, જેમના ફૂલોના જેવા કોમળ ને કુંડળની જેમ ગોળ ગૂંચળા વળેલા વાળ બહુ સુંદર દેખાતા હતા, સૌંદર્ય આદિ ગુણોથી જે નળકુબરના જેવા હતા. તે છએ અનગારે જે દિવસે દીક્ષા લીધી તેજ દિવસે તેમણે ભગવાનને વંદન નમસ્કાર કરીને આ પ્રકારે પૂછ્યું:—

હે ભદન્ત! અમે લોકો આપની આજ્ઞા મળતાં જાવત્ જીવ (જીવનપર્યન્ત) નિરંતર છઠ છઠરૂપ તપસ્યા દ્વારા અમારા પોતાના આત્માને ભાવિત કરતા વિચરવાની ઇચ્છા કરીએ છીએ. એવું સાંભળીને ભગવાને તે અનગારોને કહ્યું:- હે દેવાનુપ્રિય! તમારાં બલ પરાક્રમ અનુસાર જેમ સુખ થાય તેમ કરો. પ્રમાદ છોડો. ત્યાર પછી તે છએ અનગાર અર્હત્ અરિષ્ટનેમિની આજ્ઞા લઈ જાવત્ જીવ છઠ છઠ તપ દ્વારા પોતાના આત્માને ભાવિત કરતા વિચરવા લાગ્યા.

ત્યારપછી એક સમય છઠના પારણામાં તે છએ અનગારો

પ્રથમ પ્રહરમાં સ્વાધ્યાય કરી ગૌતમસ્વામીની પેઠે ભગવાનની પાસે આવ્યા, અને સવિનય કહ્યું કે–હે ભદન્ત! આપની આજ્ઞા લઇ ત્રણુ સંઘાટકોમાં વિભક્ત થઇ મુનિઓના કલ્પાનુસાર સામુદાનિક ભિક્ષા માટે અમે દ્વારિકામાં જવાની ઇચ્છા કરીએ છીએ. તે છયે અનગારોની એવી પ્રાર્થના સાંભળી ભગવાને કહ્યું, હે દેવાનુપ્રિય! જેમ સુખ થાય તેમ કરો. ભગવાન અરિષ્ટનેમિ પાસેથી એ પ્રકારે આજ્ઞા મેળવીને તે અનગારો વન્દનનમસ્કાર કરી સહસ્રામ્રવનની બહાર નીકળ્યા, અને ત્રણુ સંઘાડા બનાવીને અત્વરિત ગતિ [ પારણું જલદી થાય એવી ત્વરા રહિત ] ચપલતા [ અયતનાથી ચાલવું તે ] રહિત, લાભાલાભ ચિંતામાં અસંભ્રાન્તિપૂર્વક, ભિક્ષા મળશે કે નહિ, અગર મળશે તો ક્યારે મળશે એવા વિચારરહિત, ભિક્ષાને માટે વિચરવા લાગ્યા.

તેમાંના બે મુનિઓનો એક સંઘાડો દ્વારકા નગરીનાં ઉચ્ચનીચ-મધ્યમ કુળમાં ગૃહસામુદાનિક ભિક્ષા માટે ફરતો ફરતો રાજા વસુદેવ તથા રાણી દેવકીને ઘેર પહોચ્યો. તે સંઘાડા [ તે બે મુનિઓ ]ને ત્યાં આવતો જોઈ દેવકી મહારાણી આસનથી ઊઠી અને સાત આઠ ડગલાં તેમની સામે ગઈ. તે બેઉ અનગારોના અકસ્માત આગમનથી હર્ષિત થઇ મનમાં બોલી–હું ધન્ય છું કે મારે ઘેર અનગાર આવ્યા. આ હેતુથી સંતુષ્ટચિત્ત થવાથી તે બહુ આનંદિત થઈ મુનિઓના પધારવાથી તેના અંતઃકરણમાં અપૂર્વ પ્રેમ પ્રગટયો, મન અસંત પ્રસન્ન થયું, તથા તેનું હૃદય હર્ષના અતિરેકથી ઊછળવા લાગ્યું અર્થાત્ બહુ જ આનંદિત થઈ, અને વિધિપૂર્વક વંદના કરી તથા બંને મુનિઓને વિનંતી કરી રસોડામાં લઈ ગઈ અને સિંહ-કેસરી મોદક [ એક જૂની પ્રત મુજબ, કેસરમિશ્રિત મોહનદારને મળતા ]નો થાળ ભરીને લાવી અને તે અનગારોને પ્રતિલાભિત કરી( વહોરાવી )ને વિનયથી વિસર્જન કર્યા.

ત્યારપછી બીજો સંઘાડો પણ ઉચ્ચનીચમધ્યમ કુળોમાં ફરતો ફરતો દેવકીને ઘેર આવ્યો. દેવકીરાણીએ એને એ જ પ્રમાણે પ્રતિલાભિત કરી વિસર્જન કર્યો. પછી ત્રીજો સંઘાડો પણ એવી રીતે આવ્યો. દેવકી-

રાણીએ તેને પણ એવા જ ઉદારભાવથી [વહોરાવી?] વિનયપૂર્વક પૂછ્યું:—હે દેવાનુપ્રિય! કૃષ્ણ વાસુદેવ જેવા મહાપ્રતાપી રાજાની નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી સ્વર્ગલોક જેવી આ દ્વારકા નગરીનાં ઉચ્ચ નીચ ને મધ્યમ કુળોમાં સામુદાનિક ભિક્ષા માટે ફરતા શ્રમણ નિર્ગ્રંથોને શું આહાર પાણી મળતું નથી કે જેથી એક જ કુળમાં વારંવાર આવવું પડે છે?

દેવકીનો આવો પ્રશ્ન સાંભળીને તે અનગાર કહેવા લાગ્યા:—હે દેવાનુપ્રિયે! કૃષ્ણ વાસુદેવની સ્વર્ગ જેવી આ દ્વારકા નગરીમાં શ્રમણ નિર્ગ્રંથોને આહાર પાણી મળતું નથી તથા તેઓ એક ઘરમાં વારંવાર ભિક્ષા માટે આવે છે એવી વાત નથી. પરંતુ હે દેવાનુપ્રિયે! અમારા એક સરખા રૂપ આદિના કારણે, તારા મનમાં શંકા થઈ છે. શંકાનું કારણ એ છે કે અમે લોકો ભદ્દિલપુર-નિવાસી નાગ ગાથાપતિના પુત્ર અને સુલસાના અંગજાત, રૂપ લાવણ્ય આદિથી સરખા તથા નલકુબરના જેવા સુંદર છ સહોદર ભાઈઓ છીએ. અમોએ ભગવાન અરિષ્ટનેમિની પાસે ધર્મ સાંભળી સંસારના ભયથી ઉદ્વિગ્ન થઈ જન્મમરણથી છૂટવા માટે પ્રવજ્યા [સંન્યસ્ત] ગ્રહણ કરી.

ત્યારપછી જે દિવસે અમે દીક્ષા લીધી તે જ દિવસથી ભગવાનની આજ્ઞા પ્રાપ્ત કરી છઠ્ઠ છઠ્ઠનાં પારણાં કરવાની પ્રતિજ્ઞા લીધી. અને તે જ પ્રમાણે છઠ્ઠ છઠ્ઠે પારણાં કરીએ છીએ. આજે અમારે બધાઓને છઠ્ઠનું પારણું છે. તેથી અમો પહેલા પ્રહરમાં સ્વાધ્યાય કરીને બીજા પ્રહરમાં ધ્યાન ધરીને અને ત્રીજા પ્રહરમાં ભગવાનની આજ્ઞા લઈ ત્રણ સંઘાડાથી નીકળી ઉચ્ચ, નીચ, મધ્ય કુળોમાં સામુદાનિક ભિક્ષા માટે ફરતા ફરતા તમારે ઘેર આવ્યા. આથી હે દેવાનુપ્રિયે! જે અનગાર પહેલાં આવ્યા તે જુદા, વચમાં આવ્યા તે જુદા અને અમે જુદા છીએ. આ પ્રકારે દેવકીદેવીના મનની શંકા દૂર કરીને તે સંઘાડો પોતાને સ્થાને ગયો.

તે અનગારો ચાલ્યા ગયા પછી તે દેવકીદેવીના આત્મામાં એવો માનસિક વિકલ્પ ઉત્પન્ન થયો કે જ્યારે હું નાની હતી તે સમયે

પોલાસપુર નગરમાં અતિમુક્તક (એવન્તા) અનગારે મને કહ્યું હતું કે હે દેવકી! તું આઠ પુત્રોને જન્મ આપશે. તારા એ બધા પુત્રો આકાર, વય તથા કાન્તિ આદિમાં સમાન થશે તથા તે નલકુબરના જેવા સુંદર થશે. આ ભારતવર્ષમાં બીજી કોઈ માતા એવા સુંદર પુત્રોને જન્મ આપી શકશે નહિ. પરંતુ અતિમુક્તક અનગાર (એવન્તા અનગાર)નાં આ બધાં કથન અસત્ય થયાં, કેમકે આ પ્રત્યક્ષ જોવામાં આવે છે કે આ ભરતક્ષેત્રમાં બીજી માતાઓએ પણ આવા પ્રકારના પુત્રોને જન્મ આપ્યો છે. આ જોઈને મારા મનમાં શંકા થઈ, કેમકે અતિમુક્તક અનગારનાં વચન અસત્ય હોઈ શકે નહિ. છતાં અસત્ય જેવું દેખાઈ રહ્યું છે માટે મને ઉચિત છે કે ભગવાન અર્હંત્ અરિષ્ટનેમિની પાસે જાઉં અને તેમને વન્દન નમસ્કાર કરી તથા તેમને પૂછી મારા આ સંદેહની નિવૃત્તિ કરું. તે દેવકી એવા વિચારો મનમાં કરે છે અને પછી પોતાના ભૃત્યો (સેવકો) ને બોલાવે છે તથા તેમને કહે છે કે :—હે દેવાનુપ્રિય! ધાર્મિક રથ તૈયાર કરો તથા રથ ચલાવવામાં ચતુર સારથીની સાથે રથને મારી પાસે લઈ આવો. દેવકીની એવી આજ્ઞા સાંભળીને તે ભૃત્ય (સેવક)ગણ ચતુર સારથીથી યુક્ત ધાર્મિક રથને લઈ આવી દેવકીની સામે ઉપસ્થિત કરે છે.

ત્યારપછી તે દેવકી જે પ્રકારે મહાવીરસ્વામીની માતા દેવાનન્દા ભગવાન સમીપે રથ પર ચઢીને દર્શન કરવા માટે ગઈ હતી તથા વન્દના અને નમસ્કાર કરી ઉપાસના કરવા લાગી હતી તે પ્રકારે રથ ઉપર બેસીને અર્હંત્ અરિષ્ટનેમિ પાસે દર્શન કરવા માટે ગઈ અને વન્દન નમસ્કાર કરીને ભગવાનની નિરવદ્ય સેવા કરવા લાગી.

બાદ ભગવાન અર્હંત્ અરિષ્ટનેમિએ દેવકીદેવીને આ પ્રકારે કહ્યું: હે દેવકી! આજે એ ૬ અનગારોને જોઈને તારા હૃદયમાં આ પ્રકાર વિકલ્પ પેદા થયો કે મને પોલાસપુર નગરમાં અતિમુક્ત (એવન્તા) અનગારે આ પ્રકારે કહ્યું હતુ—" હે દેવકી! તું આકાર, વય અને કાન્તિ આદિથી સરખા એવા નલકુબરના જેવા સુંદર આઠ

પુત્રોને જન્મ આપશે. એવા પુત્રોની માતા આ ભરતક્ષેત્રમાં બીજી કોઈ થશે નહિ" પરન્તુ બીજી માતાએ પણ અતિમુક્તે કહેલાં લક્ષણોવાળા પુત્રોને જન્મ આપ્યો છે. અતિમુક્ત અનગારનાં વચન અસત્ય કેમ થયાં ? આ શંકાને અર્હંત્ અરિષ્ટનેમિની પાસે જઈ દૂર કરીશ એમ મનમાં વિચારીને રથપર ચડીને પોતાને ઘેરથી નીકળી મારી પાસે તું આવી છે. કેમ દેવકીદેવી ! આ વાત બરાબર છે ?

હાં, ભગવાન ! આપ સર્વજ્ઞ છો, સર્વ કાંઈ જાણો છો; આપે જે કહ્યું છે તે બધું સત્ય છે.

ભગવાને કહ્યું—હે દેવાનુપ્રિયે ! એનું સમાધાન સાંભળોઃ—તે કાલે તે સમયે ભદ્દિલપુર નામે નગર હતું તે નગરમાં ધનધાન્ય આદિથી સમ્પન્ન નાગ નામે ગાથાપતિ રહેતો હતો. તે નાગ ગાથાપતિની પત્નીનું નામ સુલસા હતું તે સુલસા ગાથાપત્ની જ્યારે બાલ્યઅવસ્થામાં હતી તે સમયે ભવિષ્યવક્તા નૈમિત્તિકે તેના પિતાને એમ કહ્યું હતું કેઃ— આ બાલિકા મૃતવન્ધ્યા થશે. ત્યાર પછી તે સુલસા પોતાના બાલ્યકાળથી જ હરિણગમેષી દેવતાની ભક્ત બની ગઈ. તેણે હરિણગમેષી દેવની પ્રતિમા બનાવી. પછી પ્રાતઃકાલમાં સ્નાન કરી પશુપક્ષી આદિ પ્રાણીઓને માટે અન્ન વગેરે ભાગ જુદો કાઢવારૂપ બલિકર્મ કરતી તથા દુઃસ્વપ્ન આદિ દોષનિવારક મષી [મેશ] તિલકાદિ રૂપ કૌતુક મંગલ કૃત્ય કરતી. પછી ભીની સાડી પહેરીને દેવોચિત પુષ્પાર્ચના કરી પ્રણામ કરતી અને ત્યાર પછી આહારાદિ ક્રિયા કરતી હતી.

ત્યારપછી તે સુલસા ગાથાપત્નીની ભક્તિ તથા બહુમાન-શુશ્રૂષાથી તે હરિણગમેષી દેવ પ્રસન્ન થઈ ગયો. બાદ હરિણ-ગમેષી એ સુલસા ગાથાપત્નીની અનુકમ્પાને લીધે સુલસા ગાથાપત્નીને તેમ જ તને એક જ વખતે ઋતુમતી કરતો હતો. અનંતરં તમે બંને સાથે જ ગર્ભ ધારણ કરતી તથા સાથે જ તેનું પાલન કરતી અને તમે બંને બાળકોને જન્મ આપતી હતી. પરંતુ સુલસા ગાથાપત્નીને બાળકો મરેલાં જન્મતાં હતાં. પછી હરિણગમેષી દેવ સુલસાની

અનુકંપાને લીધે મરેલાં બાળકોને પોતાના હાથેથી ઉપાડી તારી પાસે લાવી મૂકતો હતો. તે સમયે તું પણ નવ મહિના અને સાડાસાત રાત-વીસા પછી સુકુમાર પુત્રોને જન્મ આપતી હતી. જે જે તારા પુત્રો હતા તેને હરિણગમેષી દેવ પોતાના હાથે ઉપાડી સુલસા ગાથાપત્નીની પાસે મૂકી દેતો હતો. માટે હે દેવકી ! અતિમુક્તક (એવન્તા) અનગારનાં વચન સત્ય છે, આ બધા તારા જ પુત્રો છે, સુલસા ગાથાપત્નીના નહિ.

ત્યારપછી તે દેવકીદેવીએ અર્હંત્ અરિષ્ટનેમિના મુખેથી આ વૃત્તાન્ત સાંભળીને તે વાતને પોતાના હૃદયમાં અવધારિત કરી. પછી હૃષ્ટતુષ્ટ હૃદયથી અર્હંત્ અરિષ્ટનેમિને વંદન નમસ્કાર કર્યાં, અને ત્યાર પછી જ્યાં તે ૭ અનગાર હતા ત્યાં ગઈ, અને તેમને વંદન નમસ્કાર કર્યા. તે વખતે અનગારોને જોઈ પુત્રપ્રેમને કારણે તેના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. હર્ષના કારણથી તેની આંખમાં હર્ષાશ્રુ ભરાઈ આવ્યાં. હર્ષથી શરીર ફૂલવાને કારણે કંચુકીની કસો તૂટી ગઈ અને ભુજાઓ ઉપરનાં ઘરેણાં તથા હાથની ચૂડીઓ ટૂંકી થવા લાગી. વરસાદની ધારા પડવાથી જેમ કદંબ પુષ્પ એકી વખતે જ વિકસિત થઈ જાય છે તે પ્રકારે તેના શરીરનાં બધાં રૂંવાડાં પુલકિત થઈ ગયાં. તે છએ અનગારોને અનિમેષ દૃષ્ટિથી જોતી થકી બહુ કાલ સુધી નીરખવા લાગી. પછી તેમને વંદન નમસ્કાર કરી ભગવાન અર્હંત્ અરિષ્ટનેમિની પાસે આવી, અને ભગવાનને વિધિપૂર્વક વંદન નમસ્કાર કર્યા. પછી પોતાના ધાર્મિક રથ ઉપર ચડીને દ્વારકાની વચ્ચોવચ થઈને ચાલી અને ક્રમથી પોતાની બહારની ઉપસ્થાનશાલા (બેઠક)માં પહોંચી; ત્યાં પોતાના શ્રેષ્ઠ ધાર્મિક રથ ઉપરથી ઊતરીને પોતાના ભવનમાં જઈને પોતાની સુકોમલ શય્યાપર બેઠી.

ત્યારપછી તે દેવકી પુત્ર સંબંધી ચિંતાથી યુક્ત અભિલષિત (વિચારેલા વિચારોવાળી) પોતાના મનમાં આ પ્રમાણે ચિંતવન કરવા લાગી કે-મેં આકાર, વય તથા કાન્તિમાં સરખા નલકુબર જેવા સાત પુત્રોને જન્મ આપ્યો. પરંતુ તે પુત્રોમાંથી કોઇ પણ પુત્રની બાલક્રીડાથી-

થતા આનંદનો અનુભવ હું કરી શકી નહિ. આ કૃષ્ણ પણ ચરણવંદન માટે મારી પાસે છ–છ મહિના પછી આવે છે. આથી હું માનું છું કે તે માતાઓ ભાગ્યશાલિની છે કે જેઓની કૂખથી ઉત્પન્ન થતાં બાળકો દૂધને માટે પોતાની મનોહર તોતડી બોલીથી તેમને આકર્ષિત કરે છે અને 'મમ્મણુ' શબ્દનું ઉચ્ચારણ કરી સ્તનના મૂળથી કાંખ સુધીના ભાગમાં અભિસરણ કરતાં રહે છે. પછી તે મુગ્ધ બાળકોને પોતાની માતાઓ જ્યારે કોમલ કમલ જેવા હાથ વડે ઉપાડીને પોતાના ખોળામાં બેસાડે ત્યારે દૂધ ધાવતાં ધાવતાં પોતપોતાની મા સાથે તોતડા શબ્દોમાં વાતો કરે છે તથા મીઠી બોલી બોલે છે. હું અધન્ય છું, અપુણ્ય છું, મેં પુણ્ય કર્યું નથી, તેથી મારાં સંતાનની બાલક્રીડાનો આનંદ હું અનુભવી શકી નથી. આ પ્રકારે તે દેવકી ખિન્ન હૃદયથી વિચાર કરવા લાગી.

ત્યારપછી તે કૃષ્ણ વાસુદેવ સ્નાન કરીને તથા તમામ અલંકારોથી વિભૂષિત થઈ દેવકીદેવીનાં ચરણવંદન માટે આવ્યા. ત્યાં આવીને તેનાં ચરણે વંદન કર્યા તથા આ પ્રકારે કહ્યું :—

હે માતા ! જ્યારે હું પહેલાં તમને ચરણવંદન કરવા માટે આવતો હતો ત્યારે મને જોઈને તમારું હૈયું આનંદિત થઈ જતું હતું, પરંતુ આજ તમારી દશા બીજી જ જોવામાં આવે છે. કેમ માતા ? તમે દુઃખિત મનથી ઉદાસ બની જઈને આજ શું શોચ કરી રહ્યાં છો ?

પછી દેવકીએ કહ્યું—હે પુત્ર ! આકાર, વય અને કાન્તિમાં એકસરખા યાવત્ નલકુબર જેવા સુંદર સાત પુત્રોને મેં જન્મ આપ્યો પરંતુ મેં એકેયની બાલક્રીડાનો અનુભવ કર્યો નથી. હે પુત્ર ! તું પણ મારી પાસે ચરણવંદન માટે છ–છ મહિને આવે છે. આથી હું સમજું છું કે તે માતાઓ ધન્ય છે, પુણ્યશાલિની છે, તેમણે પુણ્યાચરણ કર્યાં છે કે જે પોતાનાં સંતાનોના બાલપણાનો અનુભવ કરે છે. આ વાતનો શોચ કરતી થકી દુઃખિત હૃદયથી ઉદાસીન થઈ બેઠી છું.

ત્યારપછી કૃષ્ણ વાસુદેવે તે દેવકીદેવીને આ પ્રકારે કહ્યું, હે માતા ! તમે તમારા મનોરથો ફલીભૂત ન થવાને કારણે આ પ્રકારે

આર્તધ્યાન ન કરો. હું એવો પ્રયત્ન કરીશ કે જેથી મારે એક નાનો ભાઈ થાય. એમ કહી અભિલષિત પ્રિય મનોનુકૂળ વચનોથી દેવકી મહારાણીને કૃષ્ણ વાસુદેવે ધીરજ અને વિશ્વાસ આપ્યો. પછી તેની પાસેથી નીકળી જ્યાં પૌષધશાળા હતી ત્યાં ગયા. અને જેવી રીતે અભયકુમારે બ્રહ્મચર્યસહિત પૌષધથી યુક્ત એકલા દર્ભના આસને બેસી અષ્ટમ ભક્તનો સ્વીકાર કરી મિત્ર દેવની આરાધના કરી હતી તેવી જ રીતે કૃષ્ણ વાસુદેવે પણ હરિણગમેષી દેવની આરાધના કરી. વિશેષ એટલું જ છે કે દશેય દિશાઓને પ્રકાશમય કરતા દિવ્યરૂપ ધારી તે દેવે તેની સમીપ આવી આકાશમાં ઊભા રહી કૃષ્ણ વાસુદેવને આ પ્રકારે કહ્યું:—

"હે દેવાનુપ્રિય! તમે મારું સ્મરણ કર્યું છે તેથી હું ઉપસ્થિત થયો છું. આજ્ઞા આપો કે હું શું કરું? શું આપું? બોલો, તમારો શો મનોરથ છે? ત્યારપછી કૃષ્ણ વાસુદેવે આકાશમાં ઊભેલા તે દેવને જોઈને બહુ જ હર્ષિત થઈ પૌષધ પાળ્યો અને હાથ જોડીને આ પ્રકારે કહ્યું:—

હે દેવાનુપ્રિય! આપની કૃપાથી મારે એક સહોદર લઘુભ્રાતાનો જન્મ થાય એવી ઇચ્છા છે.

ત્યારપછી તે હરિણગમેષી દેવે કૃષ્ણ વાસુદેવને આ પ્રકારે કહ્યું– હે દેવાનુપ્રિય! દેવલોકથી એક દેવતા આયુષ્ય પૂર્ણ કરી તમારો નાનો ભાઈ થઈને જન્મ લેશે અને તે બાલ્યાવસ્થા વીતી જતાં અર્થાત્ યુવાવસ્થા પ્રાપ્ત થતાં જ અર્હત્ અરિષ્ટનેમિની પાસે મુંડિત દીક્ષા લેશે. તે હરિણગમેષી દેવે કૃષ્ણ વાસુદેવને બીજીવાર ત્રીજીવાર ઉપર પ્રમાણે કહ્યું, અને પછી જે દિશામાંથી આવ્યો હતો તે જ દિશા તરફ પાછો ચાલ્યો ગયો.

ત્યાર બાદ તે કૃષ્ણ વાસુદેવ પૌષધશાળામાંથી નીકળી દેવકી-દેવીની પાસે આવ્યા, અને તેઓના ચરણમાં વંદન કર્યું. પછી તેમણે દેવકીદેવીને આ પ્રકારે કહ્યુ–હે માતા! મારે એક નાનો ભાઈ થશે. તમે ચિંતા ન કરો. તમારા મનોરથ પૂર્ણ થશે. આ પ્રકારનાં પ્રિય

મનોહર એવં મનોનુકૂળ વચનોથી કૃષ્ણ વાસુદેવે દેવકીદેવીને સંતુષ્ટ કર્યાં. એ પ્રમાણે તેમને સંતોષ આપીને તેમની પાસેથી ચાલ્યા ગયા. ત્યાર પછી પુણ્યશાલીઓ જ જેનો ઉપભોગ કરી શકે તેવી સુકોમલ શય્યામાં સૂતેલી તે દેવકીએ સ્વપ્નમાં સિંહને જોયો. સ્વપ્ન જોયા પછી જ્યારે જાગૃત થઈ ત્યારે સ્વપ્નનો વૃત્તાંત તેણે વસુદેવને કહ્યો પોતાના મનોરથની પરિપૂર્ણતાને નિશ્ચિત સમજીને દેવકીનું મન હૃષ્ટતુષ્ટ થઈ ગયું. ત્યારપછી તેણે અત્યંત સુખથી ગર્ભ ધારણ કર્યો.

ત્યારપછી નવ મહિના અને સાડાસાત દિવસ વીત્યા પછી દેવકીદેવીએ, જપાકુસુમ, બન્ધૂકપુષ્પ, લાક્ષારસ તથા પારિજાત અને ઊગતા સૂર્યના જેવી પ્રભાવાળો અને બધા જનોનાં નયનને સુખ આપવાવાળો, અત્યંત કોમળ યાવત્ સુરૂપ અને હાથીના તાળવા જેવા સુકોમલ બાળકને જન્મ આપ્યો જે પ્રકારે મેઘકુમારનો જન્મ થતાં તેના માતાપિતાએ મહોત્સવ કર્યો હતો તેવી જ રીતે દેવકી અને વસુદેવે જન્મમહોત્સવ કર્યો તેમણે વિચાર્યું કે આ અમારો બાળક હાથીના તાળવા જેવો સુકોમલ છે, માટે એનું નામ ગજસુકુમાલ રહે પછી તેના માતાપિતાએ તે બાળકનું નામ ગજસુકુમાલ પાડ્યું. ગજસુકુમાલ કુમારના બાલ્યકાળથી માંડીને યૌવનકાળ સુધીનો વૃત્તાંત મેઘકુમારના જેવો જાણવો

તે દ્વારાવતી નગરીમાં ઋગ્વેદ આદિ ચારેય વેદોમાં અને વેદાંગોમાં પરિનિષ્ઠિત તથા ધનધાન્યથી સમૃધ્ધ સોમિલ નામનો બ્રાહ્મણ રહેતો હતો તે બ્રાહ્મણની પત્નીનું નામ સોમશ્રી હતું. તે સોમશ્રી બ્રાહ્મણી અત્યંત કોમળ હતી તે સોમિલ બ્રાહ્મણની પુત્રી સોમશ્રીની આત્મજા સોમા નામની દારિકા (કન્યા) હતી, જે સુકુમાર અને સુરૂપા હતી, તથા આકાર અને લાવણ્યમાં ઉત્કૃષ્ટ હતી, તથા તે સોમા બાલિકા પાંચે ઇન્દ્રિયોથી અહીન (ખોડ વગરની) હોવાને કારણે એવં અવયવોની યથાવત્ સ્થિતિપ્રાપ્ત હોવાને કારણે ઉત્કૃષ્ટ શરીરશોભાવાળી હતી

ત્યારપછી તે સોમા બાલિકા સ્નાન કરી યાવત્ અનેક જાતના

અલંકારોથી વિભૂષિત થઈ ઘણી કુબજા દાસીઓ અને બીજી કેટલીક દાસીઓથી ઘેરાઈ પોતાના ઘરથી નીકળી રાજમાર્ગ ઉપર આવી અને ત્યાં સોનાના દડાથી રમવા લાગી. તે કાલે તે સમયે અર્હત્ અરિષ્ટનેમિ ભગવાન તે દ્વારકા નગરીમાં પધાર્યા. તેથી ધર્મકથા સાંભળવા માટે પરિષદ પોતપોતાને ઘેરથી નીકળી. ત્યારપછી ભગવાનના આવવાનો વૃત્તાંત સાંભળી કૃષ્ણ વાસુદેવ સ્નાન કરી યાવત્ આભૂષણથી વિભૂષિત થઈ પોતાના નાના ભાઈ ગજસુકુમાલ કુમારની સાથે હાથી ઉપર બેઠા અને કુરણ્ટ ફૂલોની માલાથી યુક્ત છત્ર તથા વિંઝાતા ચામરોથી સુશોભિત તે કૃષ્ણ વાસુદેવ દ્વારાવતી નગરીના મધ્યમાથી અર્હંત્ અરિષ્ટનેમિની પાસે તેમના ચરણવંદન કરવા માટે નીકળ્યા. તે સમયે દ્વારકા નગરીના રાજમાર્ગમાં રમતી સોમા દારિકાને કૃષ્ણ વાસુદેવે જોઈ. તે સોમા દારિકાનું રૂપ લાવણ્ય અને યૌવન જોઈને કૃષ્ણ વાસુદેવને ઘણું જ આશ્ચર્ય થયું.

તેને જોઈને કૃષ્ણ વાસુદેવે પોતાના ભૃત્યોને બોલાવ્યા અને આ પ્રમાણે આજ્ઞા કરી-હે દેવાનુપ્રિય! તમે લોકો સોમિલ બ્રાહ્મણની પાસે જાઓ અને તેની પાસેથી તેની કન્યાની યાચના કરો. તે પછી તેની કન્યા સોમાને લઈને કન્યાઓના અંતઃપુરમાં પહોંચાડો. આ સોમા દારિકા ગજસુકુમાલ કુમારની ભાર્યા થશે. પછી આજ્ઞા પ્રમાણે તે રાજસેવક સોમિલ બ્રાહ્મણની પાસે ગયા અને તેની પાસે કન્યાની યાચના કરી સોમિલ બ્રાહ્મણે પ્રસન્ન ચિત્તથી તે કન્યાને તે રાજપુરુષોને સોંપી દીધી. તેમણે તે કન્યાને કૃષ્ણ વાસુદેવના કન્યાના અંતઃપુરમાં રાખી. ત્યારપછી કૃષ્ણ વાસુદેવે દ્વારાવતી નગરીની વચ્ચોવચ્ચ થઈ સહસ્રામ્રવન ઉદ્યાનમાં જ્યાં ભગવાન અર્હંત્ અરિષ્ટનેમિ બિરાજતા હતા ત્યાં જઈ તેમને વંદના કરી અને ભગવાનની ઉપાસના કરવા લાગ્યા. ત્યારપછી ભગવાન અર્હંત્ અરિષ્ટનેમિએ કૃષ્ણ વાસુદેવ અને ગજસુકુમાલને માટે તે વિશાલ પરિષદમાં ધર્મોપદેશ કર્યો. પછી ધર્મકથા સાંભળી કૃષ્ણ વાસુદેવે પોતાના મહેલ તરફ પ્રસ્થાન કર્યું.

પરંતુ ગજસુકુમાલને ભગવાન અરિષ્ટનેમિની વાણી સાંભળી વૈરાગ્ય ઉત્પન્ન થયો. આથી તેમણે હાથ જોડી ભગવાનને નિવેદન કર્યું કે હે ભદન્ત ! હું મારાં માતાપિતાને પૂછીને આપની પાસે દીક્ષા ગ્રહણ કરીશ. એ પ્રકારે મેઘકુમારની પેઠે ભગવાનને નિવેદન કરી પોતાને ઘેર આવ્યા, અને માતાપિતાને પોતાનો અભિપ્રાય કહી સંભળાવ્યો. માતાપિતાએ તેની દીક્ષાની વાત સાંભળી તેને કહ્યું :—

હે વત્સ ! તમારો હજી વિવાહ પણ થયો નથી અને હજી તમે વંશવૃદ્ધિ કરી નથી માટે વિવાહ કરો. સંતાન થયા પછી તમારો ભાર તેને સોંપી દીક્ષા ગ્રહણ કરજો, ઇત્યાદિ દીક્ષા ન લેવાનાં વિચારમાં અનેક વાતો કહી.

ગજસુકુમાલના વૈરાગ્યના સમાચાર મળતાં કૃષ્ણ વાસુદેવ ગજસુકુમાલ પાસે આવ્યા. પછી તે ગજસુકુમાલને સ્નેહપૂર્વક પોતાના હૃદયથી ભેટયા. ત્યારપછી તેને પોતાના ખોળામાં બેસાડી આ પ્રકારે કહ્યું—

હે દેવાનુપ્રિય ! તું મારો નાનો ભાઈ છે…માટે આશા રાખું છું કે તું મારી વાત ઉપર અવશ્ય ધ્યાન દઈશ. તને એટલું જ કહેવું છે કે હાલ અર્હંત અરિષ્ટનેમિની પાસે દીક્ષા ન લે. હું આજે જ અત્યંત સમારોહપૂર્વક તારો રાજ્યાભિષેક કરાવી આ દ્વારાવતી નગરીનો રાજા તને બનાવીશ. કૃષ્ણ વાસુદેવનાં એવાં વચન સાંભળી ગજસુકુમાલ કુમાર મૌન થઈ ગયા.

ત્યાર પછી ગજસુકુમાલ કુમારે કૃષ્ણ વાસુદેવ તથા પોતાનાં માતાપિતાને બે ત્રણ વખત આ પ્રકારે કહ્યું–હે દેવાનુપ્રિય ! કામોપભોગના આધારભૂત આ સ્ત્રી-પુરુષસંબંધી શરીર મળ, મૂત્ર, કફ, વમન, પિત્ત અને શોણિતનો ભંડાર છે આ શરીર અસ્થિર છે, અનિશ્ચિત છે, અનિત્ય છે, તથા સડવું અને નષ્ટ થવું, એવા ધર્મથી યુક્ત હોવાને કારણે આગળપાછળ ક્યારે ને ક્યારેક અવશ્ય નષ્ટ થવાનું છે. અને એ અશુચિનું સ્થાન છે, વમનનું સ્થાન છે, પિત્તનું સ્થાન છે, કફનું સ્થાન છે, શુક્રનું સ્થાન છે, શોણિતનું સ્થાન છે, દુર્ગન્ધ—શ્વાસ તથા નિશ્વાસનું સ્થાન

છે. વળી આ શરીર દુર્ગન્ધિયુક્ત મૂત્ર વિષ્ટા તથા પરૂથી ભરેલું છે. આ શરીરને એક દિવસ અવશ્ય છોડવું પડશે. માટે હે માતાપિતા ! હે બન્ધુવર ! આપ લોકોની આજ્ઞા લઈ અર્હંત્ અરિષ્ટનેમિની પાસે દીક્ષા લેવા ચાહું છું. ત્યારપછી કૃષ્ણ વાસુદેવ અને વસુદેવ તથા દેવકી જ્યારે ગજસુકુમાલને અનેક પ્રકારનાં અનુકૂલ પ્રતિકૂલ કથનથી સમજાવી શકયા નહિ ત્યારે તેઓ અસમર્થ થઈ આ પ્રકારે બોલ્યાઃ—

હે પુત્ર ! અમે લોકો તને એક દિવસ માટે પણ રાજ્યસિંહાસનપર બેસાડીને તારી રાજ્યશ્રી જોવા ઇચ્છીએ છીએ, માટે તું એક દિવસ માટે પણ આ રાજ્યલક્ષ્મીનો સ્વીકાર કર માતાપિતા અને મોટાભાઈના અનુરોધથી ગજસુકુમાલ ચૂપ થઈ ગયા. ત્યારપછી તેનો રાજ્યાભિષેક થયો અને તે રાજા થઈ ગયા. પછી માતાપિતાએ પૂછ્યું:—

હે પુત્ર ! તમારી શું ઇચ્છા છે ?

તે બોલ્યા—' સંયમ ગ્રહણ કરવા ચાહું છું.' ત્યારપછી ગજસુકુમાલની આજ્ઞાથી સંયમની તમામ સામગ્રીઓ લાવવામાં આવી અને મહાબલની પેઠે પ્રવ્રજિત થઈ તે ગજસુકુમાલ અણગાર થઈ ગયા. તથા ઈર્યાસમિતિ આદિથી યુક્ત શબ્દાદિ વિષયોથી નિવૃત્ત બની સર્વે ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખી ગુપ્ત [ 'ગુપ્તિ'ઓવાળા ] બ્રહ્મચારી થઈ ગયા.

ત્યારપછી તે ગજસુકુમાલ અનગાર જે દિવસે પ્રવ્રજિત થયા તે જ દિવસે ચોથા પ્રહરમાં અર્હંત્ અરિષ્ટનેમિની પાસે ગયા અને ત્રણ વાર વંદન નમસ્કાર કરી આ પ્રકારે કહ્યું—હે ભદન્ત ! મારી ઇચ્છા છે કે મહાકાલ શ્મશાનમાં એક રાત ભિક્ષુ મહાપ્રતિમાનો સ્વીકાર કરી વિચરણ કરું. અર્થાત્ સંપૂર્ણ રાત્રિભર ધ્યાનસ્થ થઈ ઊભો રહું.

ભગવાને કહ્યું—દેવાનુપ્રિય ! જે પ્રકારે તને સુખ થાય તેમ કર. પછી તે ગજસુકમાલ અનગાર અર્હંત્ અરિષ્ટનેમિ પાસેથી આજ્ઞા પ્રાપ્ત કરી તેમને વંદન નમસ્કાર કરી સહસ્રામ્રવન ઉદ્યાનથી નીકળીને મહાકાલ શ્મશાનમાં ગયા. ત્યાં તેમણે કાયોત્સર્ગ કરવા માટે પ્રાસુકભૂમિ તથા ઉચ્ચાર પ્રસ્રવણ—અચિત્ત, પ્રતિલેખના

ફેરી. પછી કાયાને જરા નમાવીને ચાર આંગુલના અંતરે બેઉ પગોને સંકોચી એક પુદ્‌ગલ પર દૃષ્ટિ રાખીને એક રાત્રિની મહાપડિમાનો સ્વીકાર કરી ધ્યાનમાં નિમગ્ન થયા.

તે સમયે તે સોમિલ બ્રાહ્મણ ગજસુકુમાલ અનગારના જવા પહેલાં જ હવનને નિમિત્તે સમિધ આદિ લેવા માટે દ્વારકા નગરીથી બહાર નીકળ્યો હતો. તે સોમિલ બ્રાહ્મણ સમિધ, કુશ, ડાલ તથા પાંદડાં લઈને પાછો પોતાને ઘેર આવતો હતો. તે વખતે મહાકાલ સ્મશાનની પાસે થઈને જતાં તે સોમિલ બ્રાહ્મણે મનુષ્યની આવજાથી રહિત એવા સંધ્યાકાળના સમયે સ્મશાનમાં કાયોત્સર્ગ કરતા ગજસુકુમાલ અનગારને જોયા. જોતાં વેંત તેના હૃદયમાં વૈરભાવની જાગૃતિ થઈ અને ક્રોધિત થઈ તે આ પ્રકારે બોલ્યો—

ઓહો ! આ તેજ નિર્લજ્જ અપ્રાર્થિત પ્રાર્થક—મરણને ચાહવાવાળો ગજસુકુમાલ કુમાર છે. આ દુર્લક્ષણવાળો અને પુણ્યહીન છે જે મારી પુત્રી, સોમશ્રીની અંગજાત દીકરી, પ્રાણથી પણ જે પ્યારી છે તેનો દોષ વિના ત્યાગ કરી સંયમી થઈ ગયો છે. આથી મારા માટે એ ઉચિત છે કે હું આ વેરનો બદલો લઉં.

તે સોમિલ બ્રાહ્મણે આ પ્રકારે વિચાર કરીને ચારે બાજુ જોયું કે કોઈ આવતું જતું તો નથી ને? ચારે બાજુ જોઈને તેણે તળાવમાંથી ભીની માટી કાઢી. પછી જ્યાં ગજસુકુમાલ પોતાની કાયાને નમાવી, બધી ઇન્દ્રિયો વશ રાખી, પોતાનાં અંગ-ઉપાંગોને સ્થિર રાખી, પોતાના બેઉ પગને ચાર આંગુલને અંતરે સંકોચીને, પોતાના હાથોને ઘૂંટણો સુધી લટકાવી, એક સુકાયેલા પુદ્‌ગલપર અનિમેષ દૃષ્ટિ રાખી, ઊર્ધ્વકાયથી ધ્યાનાવસ્થિત હતા ત્યાં આવ્યો. ત્યાં આવીને ગજસુકુમાલ અનગારના શિરે માટીની પાળ બાંધી. પછી સોમિલે બળતી ચિતામાંથી ખેરના લાકડાના કેસૂડાના ફૂલ જેવા લાલચોળ અંગારા લઈને ફૂટેલા માટીના વાસણના ટુકડા (ઠીબ)માં ભરીને ગજસુકુમાલ અનગારના માથા ઉપર નાખી દીધા. અંગારા નાખ્યા પછી કોઈ મને દેખી ન જાય,

અંતગડ ગ્રંથસ્થ થયા પછી થોડા જ સમયમાં અતિ વિસ્તૃત 'વસુદેવહિણ્ડી' રચાયું. આ ગ્રંથ દેવકીના પતિ વસુદેવની આત્મકથા રૂપે છે. એમાંનો પ્રસ્તુત ભાગઃ

૨. વસુદેવહિણ્ડી : કર્તાઃ સંઘદાસ ક્ષમાશ્રમણ અને ધર્મસેનગણિ મહત્તર; આશરે વિક્રમની છઠ્ઠી સદી; પ્રાકૃત.

અમે સુખપૂર્વક મુકામ તથા વિરામણ કરતા મૃત્તિકાવતી નગરી પહોંચ્યા. કંસે અનેક પ્રકારે દેવકરાજા પાસે (મારે માટે) કન્યાનું માગું કર્યું. પછી રાજાએ વિચાર કરીને શુભ દિવસે દેવકી કન્યા (મને) આપી. લગ્ન થઈ ગયા પછી રાજાને છાજતી રિદ્ધિથી કેટલાયે ભાર સુવર્ણ અને મણિઓ, મહામૂલ્યવાન શયન, આસન, વસ્ત્ર અને પાત્રોનો અનેકવિધનો વૈભવ, અનેક દેશોમાં ઉત્પન્ન થયેલું વિપુલ સેવકોનું વૃન્દ તથા જેમાં એક કરોડ ગાયો છે એવું તથા નંદગોપ જેનો માલિક છે એવું ગોકુલ—આ સર્વ અમને આપવામાં આવ્યું. પછી સસરાની અનુમતિથી, દેવ સમાન રિદ્ધિ સાથે, હું મૃત્તિકાવતીની બહાર નીકળ્યો. રાજાઓ પાછા વળ્યા. હું અનુક્રમે મથુરા પહોંચ્યો.

આનંદ ચાલતો હતો ત્યારે એક વાર કંસ મારી પાસે આવીને પગે પડીને વિનવવા લાગ્યો, "દેવ! જે હું માગું તે મને આપો." મેં કહ્યું, "આપીશું, જલદી કહે" એટલે હર્ષિત મનવાળો તે હાથ જોડીને બોલ્યો, "દેવકીના સાત ગર્ભો મને આપજો." મેં 'ભલે' એમ કહીને તે સ્વીકાર્યું. કંસ ગયો ત્યારપછી મેં સાંભળ્યું કે—"(દેવકીના લગ્નસમયે) મદિરાથી મત્ત થયેલી કંસની પત્ની જીવયશાએ કુમારશ્રમણ અતિમુક્તકને, તેઓ પોતાના દિયર હોવાથી, લાંબા સમય સુધી હેરાન કર્યા હતા. આથી તે ભગવાને જીવયશાને શાપ આપ્યો હતો કે, 'હે ઉત્સવમાં મત્ત થયેલી! જેના પ્રસંગમાં—લગ્નમાં તું આનંદિત થઈને નાચે છે તેનો સાતમો પુત્ર તારા પિતા અને પતિનો વધ કરનાર થશે' આ પ્રમાણે કહીને તેઓ અંતર્ધાન થઈ ગયા. ડરેલા એવા કંસે પછી સાત ગર્ભની માગણી કરી." (મેં વિચાર્યું)

'શુદ્ધ હૃદયવાળા એવા મેં જે સ્વીકાર્યું છે તે જ ભલે થાઓ.' આ પ્રમાણે સમય વીતતો હતો. ત્યાં દેવકીના ૭ પુત્રોનો મારા વચનના દોષથી દુરાત્મા કંસે વધ કર્યો.*

: વસુદેવહિંડીનો પાછળનો ભાગ ઉપલબ્ધ નથી; લોપ પામ્યો છે. એટલે દેવકીના ૭ પુત્રો વિશેની એની વીગતો—જે ઘણી રસિક હોવાનો સંભવ છે—આપણને ઉપલબ્ધ નથી. સંભવ છે કે અનુગામી 'ત્રિષષ્ટિ'ના કર્તાને એ ભાગ કદાચ જોવા મળ્યો પણ હોય-તે પછી એ લુપ્ત થયો હોય

'ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્ર' એ આપણી કથાનો ત્રીજો આધારગ્રંથ ગણી શકાય. એનો પ્રસ્તુત ભાગ અહીં ઉતારું છું.

## ૩. ત્રિશષ્ટિ શલાકાપુરુષ ચરિત્ર

કર્તા :

શ્રી હેમચંદ્રાચાર્ય; વિક્રમની તેરમી સદીનું પહેલું ચરણ; સંસ્કૃત.

એ અરસામાં જેણે પૂર્વે ચારિત્ર ગ્રહણ કરેલું છે એવા કંસના અનુજ બંધુ અતિમુક્ત મુનિ તપસ્યાથી કૃશ અંગવાળા થયા સતા કંસને ઘેર પારણાને માટે આવ્યા. તે વખતે મદિરાવશ થયેલી કંસની સ્ત્રી જીવયશા 'અરે દિયર! આજે ઉત્સવને દિવસે આવ્યા તે બહુ સારું કર્યું, માટે આવો, મારી સાથે નૃત્ય અને ગાયન કરો' એ પ્રમાણે કહી તે મુનિના કંઠે વળગી પડી અને ગૃહસ્થીની જેમ તેમની ઘણી કદર્થના કરી. તે વખતે જ્ઞાની મુનિએ કહ્યું કે: 'જેને નિમિત્તે આ ઉત્સવ થાય છે તેનો સાતમો ગર્ભ તારા પતિનો અને પિતાનો હણનાર થશે.' વજ્ર જેવી આ વાણી સાંભળી તત્કાલ જીવયશા કે જેની ભયથી મદાવસ્થા જતી રહી હતી તેણે મહામુનિને છોડી દીધા અને તત્કાળ પોતાના પતિ પાસે જઈ ને એ ખબર કહ્યા. કંસે વિચાર્યું કે: 'કદી વજ્ર નિષ્ફળ થાય પણ મુનિનું ભાષિત નિષ્ફળ થતુ નથી. તો પણ જ્યાં સુધી આ ખબર કોઈને પડયા નથી ત્યાં સુધીમાં હું વસુદેવની પાસે દેવકીના ભાવિ સાત ગર્ભ માગી લઉં. જો મારા

મિત્ર વસુદેવ માગણી કરવાથી મને દેવકીના ગર્ભ ન આપે તો પછી બીજો કોઈ પ્રયત્ન કરું કે જેથી મારા આત્માનું કુશળ થાય.' આ પ્રમાણે ચિંતવી જો કે પોતે મદરહિત હતો, તથાપિ મદાવસ્થા (પીધેલાપણા)નો દેખાવ કરતો અને દૂરથી અંજલિ જોડતો કંસ વસુદેવની પાસે આવ્યો. વસુદેવે ઊભા થઈ તેની યોગ્યતા પ્રમાણે તેને માન આપ્યું અને સંભ્રમથી કર વડે સ્પર્શ કરીને કહ્યું : 'કંસ! તમે મારા પ્રાણપ્રિય મિત્ર છો, આ વખતે કાંઈ કહેવાને આવ્યા હો તેમ લાગે છે, તો જે ઇચ્છા હોય તે કહો. જે કહેશો તે કરીશ.' કંસે હાથ જોડીને કહ્યું : 'હે મિત્ર! પ્રથમ પણ જરાસંધ પાસેથી જીવયશાને અપાવીને તમે મને કૃતાર્થ કર્યો છે, તો હવે મારી એવી ઇચ્છા છે કે દેવકીના સાત ગર્ભ જન્મતાં જ મને અર્પણ કરો.' સરલ મનવાળા વસુદેવે તેમ કરવાને કબૂલ કર્યું. મૂળ વૃત્તાંતને નહીં જાણનારી દેવકીએ પણ તેને કહ્યું : 'હે બંધો! તારી ઇચ્છા પ્રમાણે થાઓ. વસુદેવના અને તારા પુત્રોમાં કાંઈપણ અંતર નથી. અમારા બંનેનો યોગ વિધિની જેમ તારાથી જ થયેલો છે, તે છતાં હે કંસ! જાણે અધિકારી જ ન હો તેમ કેમ બોલે છે?' વસુદેવ બોલ્યા : 'સુંદરી! હવે બહુ બોલવાનું કામ નથી. તારા સાત ગર્ભો જન્મ પામતાં જ કંસને આધીન થાઓ.' કંસ બોલ્યો : 'આ તમારી મારા પર મોટી કૃપા છે.' ઉન્મત્તપણાના બહાને આ પ્રમાણે કહીને પછી વસુદેવની સાથે મદિરાપાન કરી ને પોતાને ઘેર ગયો. ત્યાર પછી વસુદેવે મુનિનું સર્વ વૃત્તાંત સાંભળ્યું એટલે જાણ્યું કે : 'કંસે મને છળ–કપટથી છળી લીધો.' પરંતુ પોતાના સત્યવચનીપણાથી તેને આપેલા વચન સંબંધી ઘણો પશ્ચાત્તાપ થયો.

એ સમયમાં ભદ્દિલપુરમાં નાગ નામે એક શેઠ રહેતો હતો. તેને સુલસા નામે સ્ત્રી હતી. તે બન્ને પરમ શ્રાવક હતા. અતિમુક્ત નામના ચારણમુનિએ તે સુલસાના સંબંધમાં તેની બાલ્યવયમાં કહ્યું હતું : 'આ બાળા નિંદુ (મૃતપુત્ર) થશે.' તે સાંભળી સુલસાએ ઇંદ્રના

સૈનાની નૈગમેષી [ઉર્ફે હરિનગમેષી] દેવની આરાધના કરી. તે દેવ સંતુષ્ટ થયો એટલે તેણે પુત્રની યાચના કરી. દેવે અવધિજ્ઞાનથી જાણીને કહ્યું : 'હે ધાર્મિક સ્ત્રી ! કંસે મારવાને માટે દેવકીના ગર્ભ માગ્યા છે, તે હું તને તારા મૃત ગર્ભના પ્રસવ સમયે અર્પણ કરીશ.' એમ કહી તે દેવે પોતાની શક્તિથી દેવકી અને સુલસાને સાથે જ રજસ્વલા કરી અને તેઓ સાથે જ સગર્ભા થઈ. બંનેએ સાથે જ ગર્ભને જન્મ આપ્યો, એટલે સુલસાના મૃત ગર્ભને સ્થાને તે દેવતાએ ફેરફાર કરી દીધો કંસે પેલી સુલસાના મૃત ગર્ભને પથ્થરની શિલા ઉપર દઢપણે અફળાવ્યા (અને પોતે મારી નાખ્યાનું માનવા લાગ્યો). એ રીતે દેવકીના ખરા છ ગર્ભ સુલસાને ઘેર પુત્રની જેમ તેનું સ્તનપાન કરીને સુખે વૃદ્ધિ પામવા લાગ્યા. તેમના અનીકયશ, અનંતસેન, અજિતસેન, નિહતારિ, દેવયશા અને શત્રુસેન એવાં તેણે નામ પાડયાં.

× × × ×

ભગવાન નેમિનાથ પૃથ્વીતળને પવિત્ર કરતા અનુક્રમે સર્વ નગરમાં શ્રેષ્ઠ એવા ભદ્દિલપુરમાં પધાર્યા ત્યાં સુલસા અને નાગ સાર્થવાહના પુત્રો કે જે દેવકીના ઉદરથી ઉત્પન્ન થયા હતા અને જેમને નૈગમેષી દેવતાએ હરી લાવીને સુલસાને આપ્યા હતા તે રહેતા હતા. તેઓ પ્રત્યેક બત્રીશ બત્રીશ કન્યાઓ પરણ્યા હતા તેઓએ શ્રી નેમિનાથના ઉપદેશથી તેમની પાસે વ્રત ગ્રહણ કર્યું. તે છયે ચરમશરીરી (તે જ ભવે મોક્ષે જનારા) હતા. તેઓ દ્વાદશાંગીને ધારણ કરી મોટું તપ આચરતા પ્રભુની સાથે વિહાર કરવા લાગ્યા.

શ્રી નેમિનાથ વિહાર કરતા કરતા અન્યદા દ્વારકા સમીપે પધાર્યા; ત્યાં સહસ્રામ્રવન નામના ઉપવનમાં સમવસર્યા.

તે સમયે દેવકીના છ પુત્રોએ છઠ્ઠ તપના પારણાને અર્થે બે બેની જોડ થઈ ત્રણ ભાગે જુદા જુદા વહોરવા માટે દ્વારકામાં પ્રવેશ કર્યો. તેમાં પ્રથમ અનીકયશ અને અનંતસેન દેવકીને ઘેર ગયા. તેમને કૃષ્ણના જેવા જોઈ દેવકી ઘણો હર્ષ પામ્યાં. પછી તેમણે સિંહ-કેશરિયા

મોદકથી તેમને પ્રતિલાભિત કર્યા. તેઓ ત્યાંથી બીજે ગયા. એટલામાં તેના સહોદર અજિતસેન અને નિહતશત્રુ નામે બે મહામુનિ ત્યાં આવ્યા. તેમને પણ દેવકીએ પ્રતિલાભિત કર્યા. એટલામાં દેવયશા અને શત્રુસેન નામે ત્રીજા બે મુનિ પણ ત્યાં પધાર્યા. તેમને નમસ્કાર કરી અંજલિ જોડીને દેવકીએ પૂછ્યું: 'હે મુનિરાજ! શું તમે દિશાના ભ્રમથી વારંવાર અહીં આવો છો? કે શું મારી મતિમાં મોહ થઈ ગયો છે? તમે તેના તે નથી? અથવા સંપત્તિથી સ્વર્ગપુરી જેવી આ નગરીમાં શું મહર્ષિઓને યોગ્ય ભક્તપાન (ભાતપાણી) નથી મળતું?' આવા દેવકીના પ્રશ્નથી તે મુનિ બોલ્યા: 'અમને કાંઈ પણ દિગ્મોહ થયો નથી, પણ અમે છ સહોદર ભાઈઓ છીએ, ભદ્દિલપુરના રહેવાસી છીએ અને સુલસા અને નાગસાર્થવાહના પુત્રો છીએ. શ્રી નેમિનાથની પાસે ધર્મ સાંભળી અમે છયે બંધુએ દીક્ષા લીધી છે. આજે ત્રણ જોડાં થઈ વહોરવા નીકળેલા છીએ, તે ત્રણે યુગલ અનુક્રમે તમારે ઘેર આવ્યાં જણાય છે. તે સાંભળી દેવકી વિચારમાં પડ્યાં કે: આ છયે મુનિઓ કૃષ્ણના જેવા કેમ હશે? તેમનામાં એક તિલમાત્ર જેટલો પણ ફેર નથી. પૂર્વે અતિમુક્તક સાધુએ મને કહ્યું હતું કે: "તમારે આઠ પુત્રો થશે અને તે જીવતા રહેશે." તો શું આ છયે મારા પુત્રો તો નહીં હોય? આવો વિચાર કરી બીજે દિવસે દેવકી દેવરચિત સમવસરણમા શ્રીનેમિનાથને પૂછવા ગયાં. દેવકીના હૃદયનો ભાવ જાણી તેના પૂછ્યા અગાઉ જ પ્રભુએ કહ્યું કે 'હે દેવકી! તમે કાલે જોયા તે છયે તમારા પુત્રો છે. તેને નૈગમેષી દેવે જીવતા જ તમારી પાસેથી લઈને સુલસાને આપ્યા હતા અને તેના મૃત પુત્રને તમારી પાસે મૂક્યા હતા.' પછી ત્યાં તે છ સાધુઓને જોઈને દેવકીનાં સ્તનમાંથી પય ઝરવા લાગ્યું. તેણે છયે મુનિને પ્રેમથી વંદના કરીને કહ્યું કે 'પુત્રો! તમારાં દર્શન થયાં તે બહુ સારું થયું મારા ઉદરમાંથી જન્મ લેનાર પૈકી એકને ઉત્કૃષ્ટ રાજ્ય મળ્યું, અને તમને છને દીક્ષા પ્રાપ્ત થઈ તે તો બહુ સારી વાત થઈ. પણ મને એમાં એટલો જ ખેદ છે કે 'તમારામાંથી કોઈને

મેં રમાડયા કે ઉછેર્યા નહીં.' ભગવાન નેમિનાથ બોલ્યાં : ' દેવકી ! વૃથા ખેદ શા માટે કરો છો ? પૂર્વજન્મનાં કૃતનું ફળ આ જન્મને વિષે પ્રાપ્ત થયું છે; કેમ કે તમે પૂર્વભવમાં તમારી સપત્નીનાં સાત રત્નો ચોર્યાં હતાં. પછી જ્યારે તે રોવા લાગી ત્યારે તમે તેમાંથી માત્ર એક રત્ન પાછું આપ્યું હતું. છ રત્નો આપ્યાં નહોતાં.' આ સાંભળી દેવકી પોતાના પૂર્વભવનું દુષ્કૃત્ય નિંદતી ઘેર ગઈ અને પુત્રજન્મની ઇચ્છાથી ખેદયુક્ત ચિત્તે રહેવા લાગી. તેવામાં કૃષ્ણે આવીને પૂછયું કે ' હે માતા ! તમે ખેદ કેમ કરો છો ? ' દેવકી બોલ્યાં : ' હે વત્સ ! મારું બધું જીવિત નિષ્ફળ ગયું છે, કેમ કે તમે બાળપણમાં નંદને ઘેર મોટા થયા અને તમારા અગ્રજ છ સહોદર નાગ સાર્થવાહને ઘેર ઊછર્યા. મેં તો સાતમાંથી એક પુત્રને પણ બાલ્યવયમાં લાલિત કર્યો નહીં; તેથી હે વત્સ ! બાળકનું લાલનપાલન કરવાની ઇચ્છાવાળી હું પુત્રને ઇચ્છું છું. તે પશુઓને પણ ધન્ય છે, કે જેઓ પોતાનાં અપત્યો ( વાછડા )ને લાલિત કરે છે. '

માતાનાં આવાં વચન સાભળી ' હું તમારો મનોરથ પૂરો કરીશ ' એમ કહી કૃષ્ણે સૌધર્મ ઇંદ્રના સેનાપતિ નૈગમેષી દેવની આરાધના કરી. દેવ પ્રસન્ન થઈ ને બોલ્યો : ' હે ભદ્ર ! તમારી માતાને આઠમો પુત્ર થશે, પણ જ્યારે તે બુદ્ધિમાન યુવાવસ્થા પામશે ત્યારે દીક્ષા લેશે. ' તેના આ પ્રમાણેના કથન પછી સ્વલ્પ વખતમાં એક મહર્દ્ધિક દેવ સ્વર્ગથી ચ્યવીને દેવકીના ઉદરમાં ઉત્પન્ન થયો અને સમય આવતાં પુત્રરૂપે અવતર્યો. તેનું "ગજસુકુમાળ" નામ પાડયુ જાણે બીજા કૃષ્ણ હોય તેવા એ દેવસમાન પુત્રનું દેવકી લાલનપાલન કરવા લાગ્યાં. માતાને અતિ વહાલો અને ભ્રાતાને પ્રાણસમાન કુમાર બન્નેનાં નેત્રરૂપ કુમુદને ચંદ્રરૂપ થયો. એ અનુક્રમે યૌવન વયને પામ્યો, એટલે પિતાની આજ્ઞાથી દ્રુમ રાજાની પુત્રી પ્રભાવતીને પરણ્યો. વળી સોમશર્મા બ્રાહ્મણની ક્ષત્રિયાણી સ્ત્રીથી ઉત્પન્ન થયેલી સોમા નામની કન્યાને પણ, જો કે તે ઇચ્છતો ન હતો તો પણ, માતા અને ભ્રાતાની

આજ્ઞાથી પરણ્યો. તેવામાં શ્રી નેમિનાથ પ્રભુ ત્યાં સમવસર્યા. તેમની પાસે સ્ત્રીઓ સહિત જઈને ગજસુકુમાળે સાવધાનપણે ધર્મ સાંભળ્યો; તેથી અપૂર્વ વૈરાગ્ય ઉત્પન્ન થતાં બંને પત્નીઓ સહિત માતાપિતાની આજ્ઞા મેળવીને તેણે પ્રભુની પાસે દીક્ષા લીધી. જ્યારે ગજસુકુમાળે દીક્ષા લીધી ત્યારે તેના વિયોગને નહિ સહન કરી શકતાં એવાં તેનાં માતાપિતાએ અને કૃષ્ણ પ્રમુખ ભાઈઓએ ઉંચે સ્વરે રુદન કર્યું.

• જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે ગજસુકુમાળ મુનિ પ્રભુની આજ્ઞા લઈ સાયંકાળે સ્મશાનમાં જઈને કાયોત્સર્ગ ધ્યાને રહ્યા. તેવામાં કાંઈક કારણે સોમશર્મા બ્રાહ્મણે તેમને દીઠા. તેમને જોઈ તે સોમશર્માએ (સોમિલે) ચિંતવ્યું કે 'આ ગજસુકુમાળ ખરેખરો પાખંડી છે. તેનો આવો વિચાર છતાં માત્ર વિડંબના કરવાને માટે જ એ દુરાશય મારી પુત્રીને પરણ્યો હતો.' આમ ચિંતવી એ મહા વિરોધીબુદ્ધિવાળા સોમશર્માએ અતિ ક્રોધાયમાન થઈને બળતી ચિતાના અંગારાથી પૂરેલી એક ઘડાની ઠીબ તેના માથા ઉપર મૂકી તેના વડે અત્યંત દહન થયાં છતાં પણ ગજસુકુમાળે સમાધિપૂર્વક તે સર્વ સહન કર્યું; તેથી એ મુનિનાં કર્મરૂપ ઇંધન બળીને ભસ્મ થઈ ગયાં અને તત્કાળ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી આયુષ્ય પૂર્ણ થવાથી તે મુનિ મોક્ષે ગયા *

'ત્રિષષ્ટિ' પછી થોડા સમયમાં હર્ષપુરિય ગચ્છના મલધારી દેવપ્રભસૂરિએ 'જ્ઞાતાધર્મકથા' અને 'ત્રિષષ્ટિ' જોઈને તેને આધારે ૧૮૦૦૦ શ્લોક પ્રમાણનું 'પાંડવચરિત્ર' સંસ્કૃતમાં રચ્યું. એમાંનો પ્રસ્તુત ભાગ :

## ૪. પાંડવચરિત્ર મહાકાવ્ય

કર્તા :

મલધારી દેવપ્રભસૂરિ; આશરે વિ. સં. ૧૨૭૦; સંસ્કૃત.

(શ્રી સુશીલના 'જૈન મહાભારત' નામના રૂપાંતરમાંથી)

મથુરાપતિ કંસ રાજગૃહ નગરમાં આવી વસુદેવને મળ્યો અને ત્યાં કેટલાક દિવસ રહી રાજા સમુદ્રવિજયની આજ્ઞા મેળવી વસુદેવને

પોતાની રાજધાની મથુરામાં લાવ્યો અને મોટા આડંબરથી તેનો પ્રવેશોત્સવ કર્યો. કંસને પોતાના કાકા દેવકરાજાની પુત્રી દેવકી નામે હતી, તેની સાથે ત્યાં વસુદેવનો વિવાહ કર્યો, અને તે પ્રસંગે મથુરાનગરીમાં મોટી ધામધૂમ કરવામા આવી

કંસની સ્ત્રી જીવયશા કે જે મદિરાપાન કરવામાં મશગુલ હતી, તે એક વખતે પોતાના મહેલમા બેઠી હતી, ત્યા કોઈ દાસીએ આવી ખબર આપ્યા કે, 'કોઈ-પવિત્ર મુનિ ગોચરીએ આવ્યા છે.' ઉન્મત્ત જીવયશા તત્કાળ તે મુનિની પાસે આવી ત્યા તેણે તે મુનિને ઓળખી લીધા તે મુનિ કંસનો ભાઈ અઈમંતો હતો. તે વૈરાગ્યથી દીક્ષા લઈ ચાલી નીકળ્યો હતો ઉન્મત્ત જીવયશા મદ્યપાન કરી કેશ છુટ્ટા મૂકી અને પોતાની નાભિ તથા સ્તનમંડળને દર્શાવતી મુનિની પાસે ઊભી રહી તેણે મદનવિકાર પ્રગટ કરી કહ્યુ, "પ્રિય દિયરજી ! તમારી બ્હેન દેવકીના લગ્નનો ઉત્સવ ચાલે છે. તેથી ચાલો આપણે સાથે નૃત્ય કરીએ." એમ કહી તે ઉન્મત્ત અબળા અઈમંત મુનિને ગળામા હાથ નાખી વળગી પડી તેના આવા દુરાચારથી મુનિને ક્રોધ ચડયો અને તેણે કહ્યુ, "અરે નિર્લજ્જ દુરાચારી સ્ત્રી ! દૂર રહે મને છોડી દે. જેના વિવાહના સમારભમાં તું ઉન્મત્ત થઈ નાચવા કૂદવાની ચાહના કરે છે, તેનો સાતમો ગર્ભ તારા પતિનો ઘાત કરશે" મુનિના આ વચન સાભળી તેણે તેનુ ગળુ મૂકી દીધું. પછી તે મુનિ ભિક્ષા લીધા વિના એમ ને એમ ચાલ્યા ગયા. અને તે મુનિનાં વચન સાભળવાની અસરથી જીવયશાનો મદ ઊતરી ગયો. રાણી જીવયશાએ આ વાત પોતાના પતિ કસને કહી, તેથી કસને દુઃખ ઉત્પન્ન થયુ. પોતાના મૃત્યુની વાત સાભળી કોને દુખ ન થાય ? પછી છળભેદને જાણનારા કસે બીજે દિવસે વસુદેવને એકાતમા બોલાવીને કહ્યુ, હે ઉપકારી મિત્ર, હું તમારી પાસે એક માગણી કરુ છુ કે, મારી બ્હેન દેવકીના સાત ગર્ભ મને આપજો, જેમનું હું પાલનપોષણ કરીશ નિષ્કપટ હૃદયના વસુદેવે તે વાત પોતાની

સ્રી દેવકીને કહી, "પ્રિયે ! આપણને બળભદ્ર વગેરે બીજા ઘણા પુત્રો છે. તારા ઉદરથી થયેલા સાત ગર્ભ તારા ભાઈને આપવામાં કાંઈ હરકત નથી કંસ પોતાના ભાણેજોનું સારી રીતે પાલનપોષણ કરશે" પતિભક્તા દેવકીએ પતિના વચનને માન આપી તે વાત કબૂલ કરી. પછી અનુક્રમે દેવકીને પ્રજા થવા લાગી અને તે પ્રજા વસુદેવ કંસને આપવા લાગ્યો. નિર્દય કંસે તે બધાનો નાશ કરી દીધો. દેવકીના છ સંતાનનો નાશ કર્યો ત્યાં સુધી વસુદેવ તથા દેવકીને એ વાતની ખબર પડી નહીં કારણ કે તેઓને કંસ કહેતો હતો કે, એ બાળકોને મારા અંતઃપુરમાં લઈ જઈ હું તેમનું પાલનપોષણ કરું છું. પરંતુ મથુરાની પ્રજામાં એવી વાત પ્રસરી કે કંસે દેવકીના છ ગર્ભોનો નાશ કર્યો એ વાત ચાલતી ચાલતી વસુદેવ તથા દેવકીના કાને આવી, તેથી તેમનાં હૃદયમાં અસંત દુઃખ થઈ આવ્યું અને પછી તેમણે હવેથી જે પ્રજા થાય તેને ગુપ્ત રીતે રાખવી, એવો નિશ્ચય કર્યો *

સં. ૧૫૯૧માં કોઈક સાધુએ ગુજરાતી ગદ્યમાં 'પાંડવચરિત્ર' લખ્યુ છે, ને સ. ૧૬૬૦માં હીરસૂરિની પરંપરાના દેવવિજયજી સંસ્કૃત ગદ્યમાં 'પાડવચરિત્ર'ની રચના કરે છે.

આ બીજા બે 'પાંડવચરિત્ર'માંથી ઉતારો કરી સ્થલવ્યય નહિ કરીએ.

છેલ્લા 'પાંડવચરિત્ર' પછી બાર જ વર્ષમાં જૈનોનો મહત્ત્વનો ગ્રંથ ગુજરાતીમાં રચાય છે: ઢાલસાગર. આમાંની જે વીગતોના શબ્દો પણ આપણી કૃતિની કંઈક સમાન છે, તેટલી જ વીગતો અહીં ઉતારું છું. આ સામ્ય આકસ્મિક પણ હોય, કે આપણા કર્તાએ 'ઢાલસાગર' કદાચ વાંચ્યુ પણ હોય. ઢાલસાગર, છ ભાયારો રાસ, ને હવે પછી ઉલ્લેખીશુ તે 'સાધુવદના' પરથી લાગે છે કે આ કાળમાં આપણા વિષયની બીજી કૃતિઓ પણ લખાઇ હશે. અનુગામી રચનારાઓ પુરોગામી કૃતિઓથી પરિચિત હોવાનોય સ્વલ્પ સંભવ ખરો.

વારી હો વારી દર્શન તાહરે જી (પૃ ૪૫૪)
સાંભલ રાણી દેવકીજી ભાંખે શ્રી જગનાથ (પૃ. ૪૫૫)
બાલપણે ન રમાડિયો જી............
હુલરાવે હયડે ધરી જી (પૃ ૪૫૬)
હુશ ન પુગીજી માહરી બાલ-રમાડણ પ્રાંહિ બ૦ ...
નંદન હોવે આઠમો જી મુઝ પુરે આશ બ૦
ભવિક જીવ પ્રતિબોધવા જિનવર કરે વિહાર (પૃ ૪૫૭)
જિનવાણી શ્રવણે સુણી ગજસુકુમાલ કુમાર (પૃ. ૪૬૧)
માતા અનુમત દીજિએ રે લેશુ સંજમભાર
મિણતણે દાતે કરી રે લોહચણ્યા ન ચવાત મા૦
વાય ભરેલો કોથલો રે ચાલવો ખાંડાધાર
સાયર તરવો ભુજબલે રે દુઃકર સંજમભાર મા૦ (પૃ ૪૬૨)
તે કાયર ને દોહિલો રે... .......
સુરવીર ને સાહસી રે ...........
...કાંઈ ન દોહિલો તાસ મા૦
યૌવન ને ધન કારિમો રે અને કારમી દેહ...
સમઝાવી સંજમ લિઓ રે નેમિજિનેસર હાથ...
સોમલ સસરો આવિયો રે શિર માટીની પાલ ...
અંગારા લેઈ ખેરના રે ધગધગતા તતકાલ. મા૦
મેલિ મસ્તકે ચાલિયો રે સાધુ ન ચુક્યો ધ્યાન.
ચડતે પરિણામે લહ્યો રે કેવલપદ નિરવાણ. મા૦

હવે એક બહુ રસિક વસ્તુ પ્રાપ્ત થાય છે. સં ૧૮૦૭માં સ્થાનકવાસી મુનિ જેમલજી 'સાધુવદના' રચે છે એમાં અંતકૃત્ દશાદિ સતોનો આશરે ચાર-ચાર કડીમાં ટૂંકો પરિચય આપ્યો છે. આમાના ગજસુકુમાળના પરિચય સાથે આપણી પ્રકૃત કૃતિનો કલશ ઘણો મળતો આવે છે. એ ભાગ નીચે પ્રમાણે છેઃ

૬ ? જેમલજીકૃત સાધુવંદના (ઢંઢી ૧૧૧. સં. ૧૮૦૭, ઝાલોર)

વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજસુકુમાળ
રૂપે અતિસુંદર, કળાવંત વય બાળ–૬૨
શ્રી નેમી સમિપે છોડયો મોહ-જંજાળ
ભિક્ષુની પડિમા, ગયા મસાણ મહાકાળ–૬૩
દેખી સોમિલ કોપ્યો મસ્તકે બાંધી પાળ
ખેરતણાં ખીરા, સિર ઠવિયા અસરાળ–૬૪
મુનિ નજર ન ખંડી મેલી મનની જાળ
પરિસહ સહીને, મુક્તિ ગયા તતકાળ–૬૫

## ૨: આપણી કૃતિનો સારાંશ

જુદા જુદા મૂળ આધારો યા પુરોગામી કૃતિઓ અને આપણા કાવ્યની તુલના કરવા ઇચ્છનારની અનુકૂળતા ખાતર આપણે હવે આપણી કૃતિનો સારાંશ આપીશું.

**દોહા ૧:** ભગવાન નેમિનાથની વાણી સાંભળીને [એક શ્રેષ્ઠિના] ૭ પુત્રો બુઝ્યા—તેમને સસબોધ થયો. માતાપિતાની રજા લઈ એમણે દીક્ષા ગ્રહણ કરી. એમણે આખી જિંદગી બે બે ઉપવાસને અંતે એકએક દિવસ જ પારણું કરવું એવો નિયમ પ્રભુ પાસે લીધો. એકવાર નેમિનાથ દ્વારિકા પધાર્યા, ને એમની સાથે આ છયે સાધુઓ પણ આવ્યા.

**ઢાલ પહેલી:** પ્રભુની આજ્ઞા લઈ તેઓ ગોચરી–ગૌચરી–ભિક્ષા લેવા નીકળ્યા.

આ છયે સાધુ ખૂબ સુંદર હતા, ને એમનો ચહેરોમહોરો એક બીજા સાથે બિલકુલ સમાન હતો. બેબેના સંઘાડામાં—સમુદાયમાં—તેઓ ગૌચરી માટે ફરતા હતા. આમાંના બે મુનિ ફરતા ફરતા વસુદેવના આવાસમાં આવી પહોંચ્યા. [વસુદેવની ગૃહિણી] દેવકી ખૂબ પ્રસન્ન થઈ. એણે વિનયવચન ઉચ્ચાર્યાં, ને મોદક ભિક્ષામાં આપ્યા.

આ પછી થોડીવારે વળી બે સાધુઓ આવ્યા. દેવકીને આશ્ચર્ય

થયું કે [ આ સાધુઓ હમણાં જ, ભિક્ષા લઈ ગયા, આજ ઘરમાં ફરી તો એમનાથી અવાય નહિ, પણ ] ભૂલમાં જ પાછા આવી ચડ્યા લાગે છે. પોતાને આવો લાભ ફરી મળ્યો તેથી એ વિશેષ પ્રસન્ન થઈ, ને [ પોતાના પુત્ર ] કૃષ્ણ માટેના લાડુ વહોરાવ્યા.

થોડીવારે સાધુઓનો ત્રીજો સમુદાય—છેલ્લા બે સાધુ—આવી પહોંચ્યો. દેવકીને થયું કે બીજે આહાર નહિ મળ્યો હોય એટલે આવ્યા હશે; બાકી આવા મોટા [ બુદ્ધિમાન ] સાધુ ભૂલ ન કરે પણ આમ ત્રણવાર એક સ્થળે આવવું એ સાધુના આચારની વિરુદ્ધ છે. છતાં હું જો પહેલેથી એમને પૂછીશ યા એમનું ધ્યાન દોરીશ તો ભિક્ષા લીધા વિના ચાલ્યા જશે. આથી પહેલાં એણે એમને કૃષ્ણના જમણ માટેના મોદક વહોરાવ્યા.

દોહા ૨: હવે દેવકી વિમાસણમાં પડી. સાધુઓને આ વાત કહેવા સરખી નથી; તો બીજે પક્ષે, એ કહ્યા વિના પણ કેમ ચાલે? [આચારભંગ થતો હોય તો ધ્યાન દોરવું જ જોઈએ.] આથી સાધુને પૂછે છેઃ

ઢાલ બીજીઃ ' હે મુનિવરો, દ્વારિકા નગરી તો અતિશય વિશાળ છે, ને એમાં સાત કરોડ મકાન નગરમાં છે, ને બોંતેર કરોડ ઘરો નગરની બહાર વસેલાં છે. એમાં ઘણા સુખી--સાધન-સંપન્ન—માણસો વસે છે. આમ છતાં મારે ત્યાં [ એક જ દિવસમાં ] ત્રીજીવાર સાધુઓ આવ્યા એ મારું અહોભાગ્ય છે '

' તારી મહાન પુણ્યકમાઈનું એ ફળ છે ' મુનિઓએ જવાબ આપ્યો.

દેવકીને લાગ્યું કે [ મારા વિનયયુક્ત વચનનો વ્યંજિત અર્થ ] આ સાધુઓ સમજ્યા નથી. આથી એણે [ શબ્દો જરા વધુ સ્પષ્ટ કરી ] કહ્યું, હું એમ કહું છું કે આપને આહાર ન મળ્યો હોઈ ને આપ ત્રીજીવાર આવ્યા એ બહુ જ સારું થયું.

[ હવે મુનિઓ એના કહેવાનો અર્થ સમજ્યા, એટલે ] એમણે કહ્યું, ' દેવકી ! અમે છ ભાઈઓ છીએ. અમારી પહેલાં [ બે વાર ]

જે વહોરી ગયા એ બીજા મુનિઓ, કારણ અમે છ મુનિઓ છીએ.' દેવકીને આશ્ચર્ય થયું. આ બધા કઈ માના દીકરા હશે? એ બધા અતિ સુંદર છે; મહાદેવ જેવા કામવિજેતા બન્યા છે. આથી એણે કહ્યું, 'હે મુનિરાજો, તમે ક્યાં જન્મ્યા તે મને કહો. તમારી નગરી કઈ? તમે કોના પુત્ર?'

મુનિઓએ જવાબ આપ્યો, 'અમે નાગશેઠ અને સુલસાના પુત્ર છીએ, અને ભદ્દલપુર—ભદ્દિલપુર—ના વતની છીએ. અમે છયે છ ભાઈઓએ દીક્ષા લીધી છે. [ લગ્ન વખતે અમને મળેલી ] બત્રીસ બત્રીસ પત્નીઓ અને બીજી સુંદર બત્રીસ બત્રીસ વસ્તુઓ—દાસ દાસી વગેરે—નો અમે ત્યાગ કર્યો છે. કુટુંબ અને માતાને રડતાં—વલવલતાં મૂકીને નીકળ્યાં છીએ!

**દોહા ૩:** આ સાંભળીને દેવકીએ વિચાર્યું, આવો પરિવાર તજીને દીક્ષા કેમ લીધી હશે? એટલે એણે પૂછ્યું, 'તમે શા દુઃખે [ ઘર છોડીને ] નીકળ્યા?'

**ઢાલ ત્રીજી:** [ સાધુઓએ જવાબ આપ્યો ] 'અમે મહેલમાં દાસદાસી અને બત્રીસ પત્નીઓ સાથે એવી રીતે સમય વિતાવતા હતા કે કાળ વ્યતીત થતો એનીયે અમને ખબર ન પડતી. એ દરમ્યાન શ્રી નેમિનાથ આવ્યા. અમે એમના ધર્મવિચારો—ધર્મોપદેશ—ને વૈરાગ્યભરી વાણી સાંભળી, એટલે સુખને કારમાં ગણી અમે સંયમ સ્વીકાર્યો, ચાર મહાવ્રતો અંગીકાર કર્યાં. છયે કાયના જીવોને અભયદાન આપ્યું. મા ને પત્નીઓને ઝૂરતી મૂકી; ને આજીવન બે બે ઉપવાસોને અંતે પારણાં કરવાનું વ્રત સ્વીકાર્યું આજે અમે બબ્બેના સમુદાયમાં અહીં પારણાંની ગોચરી લેવા આવ્યા છીએ; આથી અમો ત્રીજી વાર આવ્યા જણાઈએ છીએ.'

**દોહા ૪:** [ ગૃહત્યાગની વાત દેવકીના ગળે જોઈએ તેટલી ઊતરતી નથી, એટલે ] એ વારંવાર પૂછે છે, 'ઘરમાં શાની ખોટ હતી તે તમે આમ કર્યું?' મુનિઓએ એ ખોટ બતાવી:

**ઢાલ ચોથી:** 'અમારે ઊંચા ઊંચા મહેલ હતા. ને આબાદ રંભા જેવી પરમ સુંદર સ્ત્રીઓ હતી. એ બધું પુણ્યનું ફળ હતું.' આ પછી તેઓ લગ્નાંતે પોતાની પત્નીઓને સાસુ પાસેથી સાંપડેલી બત્રીસ–બત્રીસ ઉત્તમ વસ્તુઓની—બત્રીસની જોડની—યાદી આપે છે: બત્રીસ કરોડ સોનૈયા, બત્રીસ કરોડ રૂપૈયા, બત્રીસ કુંડળ, બત્રીસ હાર, બત્રીસ નટસમૂહો, ઇત્યાદિ, ઇત્યાદિ; અને અંતે શિખામણના એકસો ને બાણુ વિધાનો [ ૭ × બત્રીસ = એકસોને બાણુ પુત્રવધૂ; પ્રત્યેકને એક એક ]. આ રીતે અમે છ ભાઈઓ આનંદપ્રમોદમાં રહેતા હતા. અમને કશો તોટો નહોતો.'

**દોહા ૫ :** દેવકી વારંવાર પૂછે છે, તમે મોટા મુનિરાજો છો. વૈરાગ્ય કઈ રીતે પામ્યા તે કહો !

**ઢાલ પાંચમી:** [ મુનિઓ જવાબ આપે છે : ] 'નેમનાથજીની વાણી સાંભળી અમે સંસારને અસ્થિર જાણી લીધો, ને કુટુંબને કારમું ગણ્યું. અમારી વાત પર [ હે દેવકી ! ] તું શંકા ન લાવતી.' આ પછી એ મુનિઓ સંસારની અસારતા સમજાવતી જે વાત નેમનાથસ્વામીએ કહી હતી તે ફરી કહી સંભળાવે છે. 'આ ધર્મવાર્તા સાંભળી અમને છયેને તરત ધર્મજ્ઞાન થયું, ને અમે મુક્તિના ભાથારૂપ સંયમ લીધો.'

આ સાભળી દેવકી વિચારવા લાગી કે નાની વયમાં દીક્ષા લેનાર આ બાળકોને ધન્ય છે ! મારા સમગ્ર રાજ્યમા આમના જેવુ કોઈ નથી. આ પછી દેવકી ખરા હૃદયથી એ બાલ મુનિરાજોની ભાવભરી પ્રશંસા કરે છે.

**દોહા ૬:** દેવકીએ એમને નીરખ્યા, ને એમનો અવતાર ધન્ય માન્યો. એ છયે ભાઈઓ એકસરખા લાગતા હતા

**ઢાલ છઠ્ઠી:** રાણી દેવકી આ સાધુઓનુ રૂપ ને ઊંચાં લક્ષણો નિહાળી રહી હતી. એમની વાણી પણ વિશાલ હતી. એ વિચારવા લાગી, જે ઘરમાંથી આવા સુંદર પુત્રો નીકળી ગયા હશે તે ઘરમાં

શો ઉમંગ બાકી રહ્યો હશે?...આમના જેવું સુંદર મારા રાજ્યમાં એક કૃષ્ણ સિવાય બીજું કોઈ નથી....મારે આમની સાથે કશું સીધું સગપણ નથી છતાં આમના પ્રત્યે મારો પ્રેમ કેમ જાગ્રત થયો છે? શ્રાવક–શ્રાવિકાને સાધુ ઉપર ધર્મસ્નેહ હોય છે; પણ આમને જોતાં મને પૂર્વસ્નેહ જેવી અનુભૂતિ કેમ થઈ?

એ સાધુઓને જતા જોઈને દેવકી ખૂબ દિલગીર થઈ. એની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

**દોહા ૭:** [ દેવકીને સ્મૃતિ જાગૃત થઈ: ] હું નાની હતી ત્યારે અતિમુક્ત નામના સાધુએ કહ્યું હતું કે તું એવા આઠ પુત્રોને જન્મ આપશે કે જેનો ભારતભરમાં જોટો નહિ હોય. [ પણ મને તો એક જ પુત્ર છે. ] આવા આઠને જન્મ આપ્યા વિના મને કેમ આનંદ થાય? મારો આ સંશય શ્રી નેમનાથ સિવાય બીજું કોઈ ભાંગી શકે તેમ નથી. હું જઈને એમની પાસે જ એ શંકાનું નિવારણ કરાવું.

આમ વિચારી એણે પ્રભુને વંદન કરવા જવાની સર્વ સામગ્રી સજ્જ કરી.

**ઢાલ સાતમી:** દેવકીએ પોતાના નોકરને બોલાવીને જલદીથી રથ જોતરવાની આજ્ઞા કરી. હર્ષિત થયેલો ચાકર રથશાળામાં ગયો ને રૂડો વિશાલ રથ તૈયાર કર્યો. એ રથને એણે બહારની ઉપસ્થાન-શાળામાં આણ્યો. દેવકીએ [ એને જોતરવા માટે ] સુંદર નાની શીંગડીઓવાળા ધોળા ઝડપી બળદોની જોડ આણવા કહ્યું ( આ પછી કવિ એ રથ અને બળદનું વિસ્તૃત વર્ણન કરે છે.)

દેવકીએ સ્નાન કરી નવાં વસ્ત્રો પરિધાન કર્યાં, સુંદર ઘરેણાં સજ્યાં, અને સખીઓને લઈ ને ચાલી નીકળી.

ગૃહસ્થ શ્રાવકનો આચાર આવો જ હોય છે.

**દોહા ૮:** નગરમાંથી બહુ પરિવાર સાથે નીકળી દેવકી જે
સ્થળે, રેમ, જિનેશ્વર, સમોસરણમાં, બેઠા, હતા, ત્યાં, આવી.

**ઢાલ આઠમી:** ત્યાં એણે ધજા ને પતાકા જોઈ. એણે વિનયપૂર્વક વંદન કર્યાં. એ રથથી ઊતરી. અડવાણે પગે, અભિગમો સાચવી, પ્રદક્ષિણા કરી એણે નેમનાથને પંચાંગ વંદન કર્યાં.

આ પછી એણે પોતાનો સંશય પ્રભુને પૂછી તે નિવારવા વિનંતી કરી 'હું સંશય નિવારવા માટે તમારી પાસે આવી છું. હે પ્રભુ, તમારા અનંત ગુણો છે. અનેક જીભ હોય તો જ એ ગાઈ વર્ણવી શકાય. અને તમે રાગદ્વેષ નિવારી સર્વ-સમવૃત્તિ થયા છો.'

**દોહા ૯:** પ્રભુએ જવાબ આપ્યો :' એ છએ મુનિઓ તારા પુત્રો છે. આ વિશે તું રજમાત્ર શંકા ન લાવતી.

**ઢાલ નવમી:** 'દેવકી, એ છએ તમારા જ પુત્રો છે નાગ શેઠ અને સુલસાને ઘેર તો એ માત્ર મોટા થયા છે.'

[દેવકીએ કહ્યું.] 'એમને જન્મવાનો મર્મ હું જાણતી નથી, તો એ મને સમજાવો.'

[પ્રભુએ કહ્યું:] 'તારી ભાભી જીવજશા. એમંતા અણગારને આવતા જોઈને એ વગર વિચારે એમની હાંસી કરી ઊઠી : "આવો મુનિવર, આપણે બેઉં મળીને ગીત ગાઈએ." [આથી ગુસ્સે થઈ જઈ એમંતાએ શાપ આપ્યો:] "ઓ ગીતોની માતી મૂરખ! તને તો લાતથી જ ખબર પડશે. દેવકીનો સાતમો ગર્ભ તારા કુળનો ક્ષયકારી થશે. હે જરાસંધપુત્રી અને કંસપત્ની, તું જાણતી નથી કે મારો શબ્દ કદી પાછો નથી ફરતો"

આ શબ્દો સાંભળીને જીવજશા ધા નાખતી કંસ પાસે ગઈ. વાત સાંભળી કંસ ચેત્યો ને ઉપાય કર્યો: વસુદેવ પાસે એણે વચન લીધું કે દેવકીનાં સર્વ બાળકો કંસને ઘેર મોટાં થાય. વસુદેવે એવો કોલ આપ્યો. આથી કંસ રાજી થયો.

દેવકી જ્યારે જ્યારે ગર્ભવતી થતી ત્યારે કંસ એના ઉપર સાતમત્ત ચોકી મૂકતો.

**દોહા ૧૦:** તે સમયે ભદ્દલપુર નામના ગામમાં નાગશેઠ

અને એની પત્ની સુલસા રહેતાં. તે બહુ સુખી હતાં; પણ સુલસાને મૂએલા પુત્રો અવતરતા. આથી એણે હરિણગમેષી દેવની એકચિત્તે આરાધના કરવા માંડી.

**ઢાલ દસમી** : કેટલેક વખતે દેવ પ્રત્યક્ષ થયા, ને પૂછ્યું, ' તું શા માટે મને સેવે છે ? '

સુલસાએ કહ્યું, ' મારાં મૂઆં બાળક જીવતાં થાય એવી શક્તિ આપો. '

દેવે કહ્યું, ' મરેલાં બાળકને જીવતાં કરવાની મારામાં શક્તિ નથી.'

' તો બીજો કોઇ ઉપાય બતાવો, ' સુલસાએ કહ્યું દેવે કહ્યું, ' આપણે કોથળીમાં જેટલું નાણું નાખીએ તેટલું જ તેમાંથી નીકળે, [વધુ નહિ.] સર્વ વાતો પૂર્વપુણ્યને આધારે જ સાંપડે છે.'

સુલસા બોલી, ' ત્યારે તો દેવ, તમે તુષ્ટ થયા પણ તે ન થયા જેવા જ ! '

' તરતનું જન્મેલું બાળક હું તને આણી આપીશ.' દેવે કહ્યું.

' પણ તું ગમે તેનાં લાવે તો મને શી ખબર પડે ? મને એવાં ન ખપે. '

' કંસે દેવકીના જે પુત્રો મારવા માટે માગ્યા છે તે તને હરીને લાવી આપીશ.'

આ સાંભળીને સુલસા રાજી થઈ.

[ ભગવાન દેવકીને કહે છે: ] મનમાં અનુકંપા આણી હરિણગમેષી દેવે અવધિજ્ઞાનનું મંડાણ કર્યું.

**દોહા ૧૧** : એ જ્ઞાન વડે દેવે વિચાર કરીને તું ને સુલસા બંનેને એક જ સમયે ગર્ભવંતાં કર્યાં, અને જન્મ-કાળે તારો પુત્ર લઈ ને સુલસાને આપ્યો અને એનું મૂએલું બાળક ઊંચકી લઈ તારી પાસે મૂક્યું. છયેતી બાબતમાં આમ બન્યું. એણે તમને બંનેને નિદ્રા ઘેરીને આમ કર્યું એટલે તે તમે કોઈએ જાણ્યું નહિ. માત્ર બધાંને એટલી જ ખબર પડી કે કંસે તારાં મરેલાં બાળકો લીધાં.

એમણે વધાઈ આપનારને સાડાબાર લાખ સોનૈયા આપ્યા. વનપાલકને વિદાય કરી કૃષ્ણે નોકર પાસે કૌમુદીભેર વગડાવ્યું, જે સાંભળીને નગરજનો પ્રભુના દર્શન માટે સજ્જ થયાં તેઓ વિધવિધ હેતુથી પ્રેરાઈ પ્રભુ પાસે જવા ઉદ્યુક્ત થયાં.

**દોહા ૧૫:** એમ વિવિધ રીતે વિચારી નરનારીનાં વૃંદોએ પાંચ અભિગમ સાચવી નેમજીને વંદન કર્યું.

**ઢાલ પંદરમી:** સોરઠ દેશની દ્વારિકા નગરીમાં વસુદેવ રાજા રાજ્ય કરે છે. એના દસે ભાઈઓ, રાણી દેવકી અને બલભદ્ર ને કૃષ્ણ એ કુમારો દીપી રહ્યા છે. ત્યાં નેમજિનેશ્વર સમોસર્યા આથી જાદવો અને કૃષ્ણાદિક સર્વને ખૂબ આનંદ થયો. કૃષ્ણ અને બલરામ ગજસુકુમાળને લઈને પ્રભુ પાસે આવી, વિધિપૂર્વક વંદન કરી, યોગ્ય સ્થાને બેઠા તે વખતે પ્રભુએ વિસ્તારથી હિતકારી ધર્મકથા કહી. આ દેશના (ઉપદેશ) સાભળીને અનેક નરનારી બૂઝ્યા—સત્યધર્મ સમજ્યા અને તેમણે વ્રતો અંગીકાર કર્યાં. વ્યાખ્યાન પૂરું થયું એટલે કૃષ્ણ, વંદન કરીને, આવ્યા હતા તેવા પાછા ગયા.

**દોહા ૧૬:** પણ પ્રભુની વાણી સાંભળીને ગજસુકુમાળ પ્રતિબોધ પામ્યા હતા. તે ઘેર આવીને માતાને કહેવા લાગ્યા:

**ઢાલ સોળમી:** 'જિનરાજની વાણી સાભળીને મારા હૈયાની આંખ ઉઘડી છે. એ વાણી મને દૂધ સાકર ને દહીં જેવી મીઠી લાગી. મને દીક્ષા લેવાની અનુમતિ આપો હે માતા, અનુમતિમા વિલંબ ન કરો! પ્રભુએ આજે સમાજ વચ્ચે વખાણેલો—વર્ણવેલો ધર્મ મને રુચ્યો છે ખરે, આ સસાર ધૂળ જેવો અસાર છે' પછી ખૂબ વિસ્તારથી ગજસુકુમાળે પ્રભુના ઉપદેશોનો સાર માતાને વર્ણવી બતાવ્યો.

પુત્રના શબ્દો સાભળીને દેવકી ઝબઝબી ઊઠી, ને મૂર્છાવશ થઈ. પુત્રે ઠંડો પવન નાખતા એ જાગૃત થઈ, ને એની સામે ટગર ટગર જોઈ રહી—મોહવશ થઈ રડવા લાગી, એને નિવારવાનાં વચનો ઉચ્ચારવા લાગી. 'તું મારું જીવન ને પ્રાણ છે, મારી અંધાની લાકડી છે.

વળી પુત્ર, સંયમ પાળવો મહાદુષ્કર છે; તું એ સ્થિરભાવે નહિ પાળી શકે,' ઇત્યાદિ.

ગજસુકુમાળે જવાબ આપ્યો, ' મા, કાયર કાપુરુષ દીક્ષાનાં દુઃખોને દુઃખ ગણે. ધીરવીરને એમાં શું દુષ્કર છે ? હે માતા, આવી વાત કરી મને ઠગો છો શા માટે ? '

દેવકી બોલી, ' પુત્ર, સંયમરૂપી નગરીને કોટ ભાંગી પડશે ત્યારે તને મારાં વચન યાદ આવશે.'

' મા, એ કોટ પર હું દૃઢ મનોરથરૂપી ચોકી બેસાડીશ. સત્યરૂપી કોઠો સમારીને સમતારૂપી તોપમાંથી, રાગદ્વેષરૂપી ચોરો ઉપર, જ્ઞાનના ગોળા છોડીશ. '

' પુત્ર, તારો પુણ્યખજાનો લુંટાઈ જશે, ને કાંત્યું-પીંજ્યું કપાસ થશે. મનની હોંશ મનમાં રહી જશે. '

' મા, હું ઉત્સાહરૂપી બખ્તર પહેરી, પરાક્રમરૂપી ધનુષ હાથમાં લઈ, સ્થિરતારૂપી પણછ પર વૈરાગ્યરૂપી બાણ ચડાવી સામાવાળિયાને પહેલે જ ઘાએ હણીશ. મા, હું નિશ્ચયે સંયમ પાળીશ—સમભાવથી.'

**દોહો ૧૭**: માએ કહ્યું, ' પુત્ર, તું પહેલાં સંસારના ભોગ ભોગવી લે. તે પછી સંયમ લેજે '

**ઢાલ સત્તરમી**: પુત્રે જવાબ વાળ્યો, ' હે માતા, સાંભળો. એ વિષયરસ જન્મમરણરૂપી દુઃખનો દાતા છે ધર્મ ન સાધનાર નરકને પામે છે. સંસારમાં જેવા કર્મ કરીએ તેવું પામીએ છીએ આ ભવે પીડા પામતા હોઈએ તોપણ કુટુંબ એ મટાડી શકતુ નથી; તો આવતા ભવનાં દુઃખ તો એ કેમ જ ફેડી શકશે ? આ ભવથી હું ડર્યો છું. અનંતવાર અવતરી અવતરીને હું મર્યો છું. સ્ત્રીનો રંગ પતંગ જેવો છે. સ્ત્રી કદી અભંગ પ્રીતિ પાળતી નથી એ તો અનેક યુદ્ધો કરાવનારી છે. એના પ્રત્યે કોણ મનને ચંચું કરે ? આ ગઢ, મઢી ને મંદિર સર્વ નકામાં છે; માત્ર જિનમાર્ગનો પાયો જ સાચો છે.'

માએ જેયું કે [ હું આમ રજા નથી આપતી તેથી ] કુમાર

'એ છયે મોટા થયા, ભણ્યા, પરણ્યા, ને દેવસમાન સુખ ભોગવવા લાગ્યા. પછી એમણે વૈરાગ્યવાણી સાંભળી દીક્ષા લીધી.'

આ પ્રમાણે સાંભળી દેવકી ભગવાન નેમિનાથને વંદન કરી સાધુઓ પાસે આવી.

**ઢાલ અગિયારમી** : દેવકી પોતાના પુત્રોને વંદન કરવા માટે આવી. ઉલ્લાસના ફલરૂપે એની કંચુકીની કસ તૂટી, ને થાનમાંથી દૂધની ધાર છૂટી. એની આંખ એમને જોતાં ધરાઈ નહિ. દેવકી એકીટશે એમને નિહાળી રહી. આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. આ રીતે મોહવશ દેવકી દુઃખી થવા લાગી. અંતે એ ઘેર આવી અશુભ—આર્ત ને રુદ્ર—વિચારો કરી રહી.

એટલામાં કૃષ્ણ માતા દેવકીને પગે લાગવા આવ્યા.

**દોહા ૧૨** : કૃષ્ણ પગે લાગ્યા તે દેવકીએ જોયુંજાણ્યું નહિ. કૃષ્ણે પૂછ્યું, 'તમને કોણે દૂભવ્યાં છે?'

**ઢાલ બારમી** : [અંતે દેવકીએ કહ્યું:] 'કનૈયા, જગતની સર્વ દુઃખી નારીઓમાં હું સૌથી વધુ દુઃખી છું. મેં તારા જેવા જ સાતને જન્મ આપ્યો છે. પણ એકને પણ ગોદમાં હુલરાવી શકી નથી.' પછી એણે આખી વાત કરી, ને ઉમેર્યું, 'એક સાતમો તું મારી પાસે આવ્યો. પણ તુંયે છેલ્લો મને મળવા આવ્યો તેને છ મહિના થઈ ગયા.* અને તે પહેલાં સોળ વર્ષ તું અળગો–નંદજસોદાને સાં-રહ્યો. અંતે તેં યમુનામાં જઈને કાળીનાગને નાથ્યો હે કૃષ્ણ! મેં તારા બાળપણના એકે કોડ ન પૂર્યા! તને હિંચોળ્યો નહિ. ખરે! ચારે તો આ મોટામાં મોટા મોહિનીકર્મનો ઉદય થયો છે!'

પછી એ કહે છે, 'મારા ઘોર પાપકર્મનો આ ઉદય હોવો

* પૂર્વનિયાણાને કારણે વસુદેવજીને બોતેર હજાર પત્નીઓ હતી. અને—
ચાર-ચારસેં માયને જી, હરિ [કૃષ્ણ] નમે નિત્ય આય,
એમ છ માસે વાંદવા જી, નિજ જનનીના પાય ॥ ૧૦ ॥
[ગુણસાગરસૂરિકૃત ઢાલસાગર, ઢાલ ૧૫૪, પૃ. ૪૫૬]

જોઈએ.' એ કર્મો કયા હોઈ શકે તે પણ એ વર્ણવે છે

**દોહા ૧૩** [ કૃષ્ણે કહ્યુ ] 'બાળકને ફુલગાવવાના કોડ પૂરવા માટે હુ મારા પૂર્વભવના સબધી એક દેવને બોલાવુ છુ

**ઢાલ તેરમી**· 'તને પુત્ર થાય એવો પ્રયત્ન હું કરીશ' માને પગે લાગી કૃષ્ણ પૌષધશાળામા આવ્યા ત્યા એમણે ૨ ત્રણ ઉપવાસ કરી } હરિણગમેષી દેવને આરાધ્યા દેવે હાજર થઈને પૂછ્યુ, 'કૃષ્ણ, મને કેમ યાદ કર્યો ? હું તમારો હિતકારી છુ, મને કામ કહો '

'હું તમારી પાસે મારે માટે નાનો ભાઈ માગુ છુ દેવકીને આઠમો પુત્ર થાય તેમ કરો '

દેવે અવધિજ્ઞાનથી કૃષ્ણ પ્રભુને કહ્યુ, 'દેવલોકમાથી ચ્યવી [ચ્યુત થઈ]ને દેવકીની કુખે પુત્ર જન્મશે એ ભણીગણી મોટો થશે પણ એ અવશ્ય સાધુ બનશે '

કૃષ્ણે આવીને દેવકીને વધાઈ આપી દેવકીને આનદ થયો એણે કહ્યુ, 'તુ મારા કુલનો ચદ્રમા છે તે મારી ચિતા દૂર કરી.'

પછી દેવકી પોતાના આવાસમા ગઈ એ વખતે દેવલોકથી ચ્યવી [ એક આત્મા ] દેવકીના ઉદરમા ઉત્પન્ન થયો માતાએ સ્વપ્નમા સિંહ જોયો એને ખૂબ આનદ થયો, ને સ્વપ્નનુ ફળ પિયુને પૂછવા ચાલી વસુદેવે કહ્યુ કે, 'હે બડભાગી ! તને પુત્ર જન્મશે' સવાનવ મહિને ગજસુકુમાળનો જન્મ થયો એને રમાડીને દેવકી પોતાના વણપૂર્યા મનોરથ પૂરા કરવા લાગી. ગજસુકુમાળ મોટો થયો, ભણ્યો, ને સોમલને ત્યા એના વેવિશાળ થયા.

**દોહા ૧૪**· આ અવસરે શ્રી નેમનાથ શીઘ્ર પ્રનામ કરતા સોરઠમા દ્વારિકા નગરે આવી પહોચ્યા ત્યા નદનવનમા ઊતર્યા

**ઢાલ ચૌદમી** નેમનાથજી સાથે અઢાર હજાર સાધુ અને ચાલીસ હજાર સાધ્વીઓ હતી પ્રભુને જોઈને વનપાલક ઉતાવળો કૃષ્ણ પાસે ગયો, ને વધામણી દીધી કૃષ્ણ તરત પોતાના આસનેથી ઊઠ્યા, ને પ્રભુની દિશામા [illegible]

ઉદાસ છે. એટલે એણે ઉત્તર આપ્યો :

**દોહા ૧૮ :** 'પુત્ર ! તું બાળક છે દુષ્કર સયમ તું કઈ રીતે પાળી શકશે ?'

**ઢાલ અઢારમી :** કુમારે વળતો ઉત્તર આપ્યો, 'આજે મેં પ્રભુની અમૃતસમી વાણી સાંભળી છે. [ પરિણામે મને ] સયમ ઉપર જ રાગ ઊપજ્યો છે ધન ને સ્વજન કારમાં ભાસે છે. માત્ર ધર્મ જ જયકારી લાગે છે હે માતા, અનુમતિ આપો.'

દેવકીએ કહ્યું, 'તુ નાનો છે હું તને કઈ રીતે આદેશ આપુ ? ને, તારા વિના હું રહું પણ કઈ રીતે? પુત્ર, દીક્ષા પાળવાનું દોહ્યલું છે ઘેર ઘેર ભિક્ષા માટે ભમવાનું તને કેમ ફાવશે ? ને સારાં ભોજન પણ તને ક્યાંથી મળશે ? ને દર્ભને સથારે તને ઊંઘ કેમ આવશે ? ઉકાળેલુ પાણી તારે ગળે કઈ રીતે ઊતરશે ? ભાઈ, બે હાથે સાગર તરવો યા લોઢાના ચણા ચાવવા સહેલા છે, પણ દીક્ષા તેથીયે દુષ્કર છે'

સિંહની જેમ કુંવરે કહ્યુ, 'હું શૂરવીરની જેમ દીક્ષા પાળીશ. આખુ વિશ્વ અસ્થિર ને નિર્બળ છે એમાં ચક્રવર્તી, ઇંદ્ર કે તીર્થંકર પણ સ્થિર રહ્યા નથી, તો બીજાની તો શી વાત? માટે મા, તમે મારે વિશેનો મોહ નિવારો.'

'બેટા, આપણા બેના દેહ જુદા છે, પણ આત્મા જાણે એક છે. તારા ગયા પછી તારી વિરહિણી માતા કઈ રીતે જીવી શકશે ? તું સુખે સોમની બેટી સાથે લગ્ન કર.'

'મા, મે પ્રભુની અમૃતવાણી પ્રમાણ ગણી છે માયા પરથી, સાચુ કહું તો, મારું મન ઊતરી ગયુ છે માટે કૃપા કરી અનુમતિ આપો.'

'બેટા, આજે તો લગ્ન કર; પછી ભલે દીક્ષા લેજે !'

આ રીતે માતા પિતા ને ભાઈએ કુંવરને મોહમાં લપટાવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ સલક્ષણો કુંવર માન્યો નહિ. દેવકી ને વસુદેવ વિલાપ કરવા લાગ્યાં.

આ જોઈ માધવે—કૃષ્ણે—મધુર વચને કહ્યુ, 'સાંભળ મારા

ભાઈ, હું તને દ્વારામતીની ગાદીએ બેસાડું, ને તારી આણ પ્રવર્તાવું '

ગજસુકુમાળે આનો કશો જવાબ ન આપ્યો આથી કૃષ્ણને અને સર્વને આનંદ થયો કૃષ્ણે ગજસુકુમાળને રાજગાદી પર બેસાડી હાથ જોડી કહ્યું કે 'આણ પ્રવર્તાવો.'

ગજસુકુમાળે કહ્યું, ' મારા દીક્ષા-મહોત્સવની તૈયારી કરો ભંડારો ખોલી નાખો, અને સાધુના ઉપકરણ—રજોહરણ અને પાત્રો—મગાવો.' કૃષ્ણે તેમ કર્યું, ને સેવકોને આજ્ઞા કરી કુંવરને અક્રૂર જાણી માતા દેવકીએ પણ આશિષ આપી વાજાં વાગ્યા, કુમારને પાલખીમાં બેસાડવામા આવ્યા, ને વરઘોડો પ્રભુ નેમનાથજી પાસે આવી પહોચ્યો. કૃષ્ણે શ્રી નેમનાથને કહ્યું, ' આ એની માનો ઇષ્ટ ને કાંત એ માની પાસે રહેતો આજે એ આપને સોંપુ છુ '

પ્રભુએ એને દીક્ષા આપી માતાપિતાએ કુમારને કહ્યુ, ' [ તમે દીક્ષા લીધી છે સારે ] શુભ ધ્યાન ધરજો, ને રુડી રીતે દીક્ષા પાળજો ' [ પછી દેવકીએ નેમનાથ સ્વામીને કહ્યુ ] ' પ્રભુ, આજે મારી આથીપોથી તમારે હાથ સોપુ છુ '

**દોહા ૧૯** આમ કહી દેવકી ને પછી કૃષ્ણ પાછા વળ્યા.

પ્રભુએ ગજસુકુમાળને દીક્ષા આપીને બધો આચાર ને સૂત્રો શીખવ્યા ગજમુનિ છકાયની રક્ષા કરતા પાચ આચાર પાળતા શોભવા લાગ્યા

**ઢાલ ઓગણીસમી** સાંજ પડતા ગજમુનિએ સ્મશાનમા જઈ કાયોત્સર્ગ ધ્યાન ધરવા માડ્યુ સુભાગી ગજના હૃદયમા શુભ ધ્યાનનો ઉદય થઈ રહ્યો હતો, ત્યા બ્રાહ્મણજ્ઞાતિને સોમલ આવી પહોચ્યો. મુનિને જોઈ તે એને વેર ઉપજ્યુ થયુ આણે વગર વાંકે મારી પુત્રીનો જન્મ એળે ગુમાવ્યો એણે મુનિના [ વાળ વિનાના ] માથા ઉપર માટીની પાળ બાધી, ને એમાં ખેરના ધગધગતા અંગારા ભર્યા

ભયંકર દુ:ખ થયું તો પણ ધીરવીર મુનિએ [ કાયોત્સર્ગ છોડ્યા વિના અત્યન્ત ધ્યાને ચડીને ] પોતામાં આત્મની જ સુખાણ

સીધી એમણે વિચાર્યું, જે દાઝે છે તે મારું નથી, ઇત્યાદિ ઇત્યાદિ

[કવિ કહે છે,] જેને પરમ શુક્લલેશ્યા વરી હોય એને ત્રિખંડનો અગ્નિ પણ કેમ બાળી શકે? એણે પોતાના ઘાતીકર્મ ખપાવ્યા, કેવળજ્ઞાન પામ્યા, ને અંતે મુક્તિધામ પહોંચ્યા સાતે દીક્ષિત ભાઈઓ આ રીતે મુક્તિ પામ્યા

જ્યારે દેવતાઓએ ગજમુનિને કેવળજ્ઞાન પ્રાપ્ત થયાનો મહોત્સવ કર્યો, ત્યારે દેવકીએ મુરારિને પૂછ્યું [કે આ શું થાય છે?] મુરારિએ સર્વ વૃત્તાંત કહ્યો આ વૃત્તાંત ધર્મશાસ્ત્રમાં વિસ્તારથી આપેલો છે

આ રીતે કૃષ્ણે ધર્મની દલાલી કરી અપાર દ્રવ્ય ખર્ચ્યું એ કૃષ્ણે ચતુર્વિધ સંઘને સહાય કરી તીર્થંકર ગોત્રકર્મ બાંધ્યું ત્રીજી નરકથી નીકળી તેઓ જગતના આધારરૂપ અમમ નામના જિનેશ્વર બનશે કર્મ ખપાવી કેવળજ્ઞાન પામી અંતે મુક્તિ પામશે

કલશ શ્રી નેમ સમક્ષ મોહની જાળ છોડનાર કેશવના બંધુ ગજસુકુમાળને ધન્ય હો અને શ્રી [જૈન] સંઘનું કલ્યાણ થાઓ *

આ સારાંશ પરથી જણાશે કે આપણા કવિએ મૂળ વસ્તુમાં બીજા કેટલાક ફેરફારો કરવા ઉપરાંત આટલી બાબતોમાં વધુ વિસ્તાર કે તીવ્રતા કરેલ છે (૧) બત્રીસ વીગતોની યાદી (૨) દેવકીનો ધાર્મિક રસ અને સૌથી મહત્ત્વનું ને આકર્ષક (૩) દેવકી અને ગજસુકુમાળનો અંતિમ વિવાદ નીચે § ૪માં ઉલ્લેખીશું તે આ વિષયના બીજા ગુજરાતી કવિઓએ પણ સામાન્યતઃ આમ જ કર્યું છે જો કે વિવાદની રચના આપણા કવિમાં સૌથી [illegible] છે

હવે આપણે આ સંપાદનમાં ઉપયોગમાં લીધેલી હસ્તપ્રતો અને છાપેલી આવૃત્તિઓનો વિચાર કરીશું

## ૩ પ્રતવિવરણ પાઠભેદો

હસ્તપ્રતો (૧) ક પ્રત એ સંજ્ઞા આપેલો ગુટકો એ આનંદકાવ્ય મહોદધિનાં મૌક્તિક ૮ શેઠ દે લા જૈન પુ ઉ ફંડમાંથી સંપાદન કરનાર મારા પિતા શ્રી જીવણચંદ સાકરચંદ ઝવેરી પાસે છે એ ગુટકો

મારા વાંચવામાં આવતા તે ઉપરથી આ સપાદનકાર્ય મે હાથ ધર્યું અને એ રીતે જૈન પ્રાચીન કાવ્યોમાં ડોકિયુ કરવાની તક મળી. આ કાવ્ય આ પ્રતનો શબ્દશઃ ઉતારો છે (માત્ર, દેખીતી ભૂલો સુધારી લીધેલી છે) આ રીતે એક પ્રતને મુખ્ય ગણી તેને સળંગ ઉતારવી, અને બાકીની પ્રતોના પાઠભેદો દર્શાવવા એ પદ્ધતિ હાલ પશ્ચિમમા વિશેષ પ્રચલિત બનતી જાય છે, ને હું તેને અનુસર્યો છુ જોડણીદોષો પણ તે જ કારણે યથાતથ રહેવા દીધા છે એમ કરવાથી તે વખતની લેખનપદ્ધતિનો યથોચિત ખ્યાલ આવી શકે છે.

લગભગ ૨૨૫ પાનાનો આ ગુટકો જુદા જુદા કાવ્યોથી ભરેલો છે. શરૂઆતના ૧૨ પાના તૂટી ગયેલા છે પાનાના આક કેટલેક સ્થળે સળગ નોધાયા છે, જ્યારે કેટલાક નવા કાવ્યની શરૂઆતથી ૧ થી લખવામાં આવ્યા છે. આ 'દેવકીજી છ ભાયારો રાસ' પાના ૪૬થી શરૂ થાય છે તે પાના ૭૭ા એટલે પાના ૭૮ની પૂર્વેની બાજુએ પૂરો થાય છે. ગુટકાના પાનાની લંબાઈ સવાનવ ઇંચ અને પહોળાઈ પોણા છ ઇંચની છે અ દરનુ લખાણ ઊંચાઈમાં ૮ ઇંચ અને પહોળાઈમા પોણાચાર ઇંચ છે લીટીઓની સખ્યા આશરે ૨૦ છે અક્ષરોની સખ્યા લીટી દીઠ ૧૦થી ૧૩ની છે

(૨) આ અ પ્રત શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ જૈન જ્ઞાન-મ દિર વિજાપુર (ઉ ગુ) ભ ડારની છે એના પરની ગ્રથપાલની નોધ આ પ્રમાણેની છેઃ "પત્રાક ૨૭, ભાષા ગુજરાતી, શ્લોકસખ્યા ...રચના સં .. લેખન સ ૧૯૭૦ પોથી ન $\frac{\text{આ}}{\text{પ}}$ $\frac{૧૫૩૪}{૩૦}$ [ તથા એક ખૂણે ૧૯૨૩૧ ]" આમા લેખન-સ ૧૯૭૦ અનુમાનથી નોધ્યાનુ જણાય છે, કારણ કે અ તિમ લીટીમા "સ વત્ ૧૯૭ના વર્ષે સમાપ્ત શ્રી સેત્રુંજપ્રસાદાત્॥" એ પ્રમાણે લખાયેલું છે આનો અર્થ કદાચ ૧૮૯૭ ઇત્યાદિ પણ થઈ શકે પ્રત સો વર્ષ જૂનીયે હોઈ શકે ખરી. પ્રતની લબાઈ ઇંચ ૧૧, પહોળાઈ ઇંચ ૪ાા છે. લખાણનું માપ

સખાઈ ૮॥ અને પહોળાઈ ૩॥ થી ૪ ઇંચની છે લીટીની સખ્યા ૧૦ થી ૧૨ છે, તેમા અક્ષરો ૨૪ થી ૨૭ છે પાઠભેદો પરથી જણાશે તેમ આ પ્રત કઈક અશુદ્ધ છે, જો કે એમા બે ચાર સ્થળે શબ્દનુ વધુ જૂનુ રૂપ મળી આવે છે

નીચેની ઙ પ્રતોની માહિતી આ આખુ પુસ્તક છપાઈ ગયુ, અને પ્રવેશકના પોણાત્રણ ફરમા કપોઝ થઈ ગયા તે પછી મને મળી, એટલે આ સપાદનમા એનો ઉપયોગ થઈ શક્યો નથી

(૩) છ ભાઈનો રાસ ભુજ (કચ્છ)મા ખરતર ગચ્છનો ભડાર, પોથી ૬, ન ૨૪ પાના ૨૧

(૪) દેવકીજીના નદન છ ભાઈની સજ્ઝાય ભુજ (કચ્છ)મા અચલ ગચ્છનો ભડાર ડાબડો ૨૦, ક્રમાક ૧૭૪

(૫) છ ભાઈનો રાસ (ઉપરના ૪ મુજબ) ડા ૨૦, આક ૧૭૩ આપણી કૃતિની આ પાચ સિવાય બીજી ઙ પ્ર મળી નથી

આ પ્રતો પૈકી ન (૫)ના આદિઅત નીચે પ્રમાણે છે એ પ્રત આપણી ક પ્રત કરતાયે કઈક વિશેષ મારવાડી શૈલીની છે ખાસ કરીને પષ્ઠીનો રો પ્રત્યય ધ્યાન ખેચે છે

આદિ—નેમજિણદ સમોસર્યા, તીન કાલરા જાણ।
ભવ જીવાને તારવા, પ્રભુ બોલ્યા અમૃતવાણ ॥ ૧ ॥
વાણિ સુણી શ્રી નેમની બૂઝયા છઙે કુમાર।
માતાપિતાને પૂછને લીધો સજમભાર ॥ ૨ ॥
વૈરાગે સજમ લીયો, ધર્મસામગ્રી નીવ।
બેના બેનારે પારણે પ્રભુ ક્રાઈ દીવો જાવજીવ ॥ ૩ ॥
એક દિન બેનારે પારણે, વૈરાગી અણગાર ॥ ૫ ॥

ઢાલ ૧ (વધાવાની દેશી તથા વીરે વખાણી )

અંત—કર્મ ખપાવી કેવલ લહી પોહચસે મુક્તિમોઝાર રે।
એહવું જાણી જે ધર્મ આદરે, તે લહસે ભવજલ પાર રે,
સો૦ ॥ ૧૫ ॥

ઇતિ શ્રી દેવકીનંદન ૭ ભાઈની સઝાય ઉગણીસ ઢાલે કરીને સંપૂર્ણ। સંવત્ ૧૮૭૯ વર્ષે ફાગણ સુદિ…સોમે શ્રી અંજાર નગરે દેવકીનંદન સઝાય વાચનાર્થે લિખી છે।

**છાપેલી પ્રતો:** (૧) છાપેલી 'પ્રતો'માંની સૌથી જૂની શિલાછાપની છે. "૭ ભાઈનું રાસ…મુંબઈ મધ્યે નારાયણ બીકશેટ બાતુએ પોતાના છા૦ [પખાનામાં] છા૦[પી] પ્ર૦ [ગટ] કર્યો. સંવત્ ૧૯૪૧ વિક્રમા૦ સને ૧૮૮૫ ઇ. સ૦." આ એકંદરે શુદ્ધ પ્રત છે. લખાણ માથું બાંધી (માથે લીટીઓ દોરી) ગુજરાતી લિપિમાં છાપવામાં આવ્યું છે. પાઠભેદો માટે આને પ્રત ઘ ગણી છે. આ પ્રત પંડિત વીરવિજય ઉપાશ્રય, ભઠ્ઠીની બારી, અમદાવાદમાંથી જોવા મળી છે.

(૨) છાપેલી પ્રતમાં સમયાનુક્રમમાં કદાચ બીજી આવતી પ્રત ગુજરાતી ટાઈપમાં છે. ટાઈટલ કવર તૂટી ગયેલું છે, પણ અમદાવાદમાં છાપેલી હશે તેમ અનુમાન છે, કારણ પુસ્તકો વેચનારનું નામ છેલ્લા ટાઈટલ ઉપર આ પ્રમાણે છે: "પોપટલાલ મોતીલાલ શાહ. જૈન બુકસેલર અને કમીશન એજંટ, સારંગપુર—અમદાવાદ." આ ચ પ્રત અમદાવાદ કાલુપુરના શ્રી વિજયદાનસૂરિ જ્ઞાન ભંડારની "ક્રમાંક ૧૦૬" અને "વિષયાંક રાસ" માં નોંધાયેલી છે.

(૩) સમયાનુક્રમે ત્રીજી પ્રત મિશ્ર જૈની દેવનાગરીમાં છાપેલી છે: "શ્રી દેવકીજીના ષટ્પુત્રનો રાસ ભવવૈરાગ્યરૂપ તથા મૂર્ખ મનુષ્યના અપલક્ષણોનો સંગ્રહ, આ પુસ્તક સંસારની અસારતા દર્શાવનારું હોવાથી સર્વ કોઈને ભણવા વાચવા માટે ઉપયોગી જાણિને શ્રી મુંબાપુરીમાં શ્રાવક, ભીમસિંહ માણેક માટે નિર્ણયસાગર છાપખાનામાં બાળકૃષ્ણ રામચદ્રે છાપ્યું. સંવત્ ૧૯૬૫, અને ૧૯૦૯ પોષ સુદ એકમ." ભીમસિંહ માણેકની સર્વ આવૃત્તિઓની જેમ આ પુસ્તક સુંદર મોટાં બીબાંમાં ખૂબ શુદ્ધિપૂર્વક છપાયેલું છે. મૂળ પ્રત કે પ્રતોને યથાતથ રૂપમાં છાપવાને બદલે એમણે તત્સમ જોડણી ઇત્યાદિ અને તેટલા શુદ્ધ રૂપમાં છાપવાનો આગ્રહ સેવ્યો જણાય છે. કેશવ હર્ષદ ધ્રુવ (ભાલણની

'કાદંબરી'), મુનિશ્રી જિનવિજયજી ઇત્યાદિ વિદ્વાનો આ પદ્ધતિનું સંપાદન કરતા હોય છે, અને એ પદ્ધતિને પણ વિદ્વાનોનો ટેકો છે એનાં છેલ્લાં ૭ પાનામાં મૂર્ખોનાં ૧૦૦ લક્ષણો છાપવામાં આવ્યાં છે. આ મૂર્ખ–લક્ષણાવલિની ભાષા પણ જૈન પર પગની છે, ને એ કોઈક જૂની પ્રતમાંથી લીધેલાં જણાય છે. આને પ્રત ખ ગણી છે આ પ્રત બહુ શુદ્ધ હોવાથી સર્વ છાપેલી પ્રતોમાં આને વધુ પ્રધાન ગણી છે, અને ક પ્રતના ગાબડાં પણ ઘણેખરે સ્થળે (ચોરમ કૌસમાં) આ પ્રતમાથી પૂર્યા છે, આ "ખ" પ્રત બે ઠેકાણેથી જોવા મળી છે. શ્રી જૈનાનંદ પુસ્તકાલય, ગોપીપુરા, સુરત; શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ, ગોપીપુરા, સુરત બીકાનેરમા શ્રી નાહટાજીના સંગ્રહમા પણ એ છે.

(૪) અંતિમ છાપેલી પ્રત દેવનાગરી ટાઈપમા છે. જૈન પુસ્તક પ્રસિદ્ધ કરનાર–વેચનાર ફીકા ભટની પોલ અમદાવાદવાળા શ્રી બાલાભાઈ છગનલાલ શાહે આવૃત્તિ ૨ જી તરીકે સંવત્ ૧૯૭૭ અને ૧૯૨૧માં આદર્શ પ્રેસ અમદાવાદમાં છપાવેલી છે આમા કેટલેક સ્થળે અનુસ્વારનો પ્રયોગ વધુ કરાયેલો જોવામા આવે છે તેટલું બાદ કરતા આ પ્રત ભીમસિંહ માણેકની "ખ" પ્રતની લગભગ સર્વાંશે નકલે નકલ છે છેલ્લાં ૭ પાનામાં પ્રત ખ ની પેઠે મૂર્ખનાં લક્ષણો પણ છાપેલા છે પાઠભેદો માટેની આ ગ પ્રત કાલુપુર, અમદાવાદના શ્રી વિજયદાનસૂરિ જ્ઞાન ભંડારની છે

(૫) સુરતના કીકાભાઈ પરભુરામ સંપાદિત 'જૈન કાવ્યસંગ્રહ' (સંવત ૧૯૩૨, અને ૧૮૭૬)ને છેલ્લે પાને, વેચવાની ચોપડીઓમાં, '૭ ભાઈઓનો રાસ ૦–૪–૦' ની જા. ખ છે ઘણે ભાગે આ આવૃત્તિ 'ખ' કરતા ભિન્ન છે આ પ્રત મને મળી નથી આ ઉપરાંત પણ આ ગ્રંથ કદાચ બીજા પ્રકાશકોએ પ્રગટ કર્યો હશે એવુ અનુમાન થાય છે આ વિવિધ પ્રકાશકોએ વાપરેલી હ પ્રતોની કશી માહિતી નથી, પણ ભીમસિંહ માણેક કચ્છના હોવાથી એમણે પૃ ૪૪ પર ઉલ્લેખેલી હ. પ્ર (૩, ૪, ૫)નો ઉપયોગ કર્યો હોય એ સંભવિત છે.

## ૪: આ જ વિષયની અન્ય કૃતિઓ

પૃ ૨૭-૨૯ પર ઉલ્લેખિત ઢાલસાગર અને સાધુવંદનામાં આપણી કૃતિનો વિષય, અન્ય અનેક બાબતો સાથે, પ્રસંગપ્રાપ્ત આવ્યો હતો. પણ, જેમાં 'દેવકીજી છ ભાયારો રાસ'ની જેમ માત્ર દેવકીના સાત પુત્રોની જ કથા છે એવી પણ અન્ય ગુજરાતીમારવાડી કૃતિઓ હસ્તલિખિત રૂપમાં ઉપલબ્ધ છે. એની વીગતો આ પ્રમાણે:

**૧. દી[દે]વકી૦** કર્તા: શુભવર્દ્ધનજીના શિષ્ય. સત્તરમી સદી. (શ્રી અભય જૈન ગ્રંથાલય, બીકાનેર, બંડલ ૮૧, ક્રમાંક ૩૭૨૮, પાનાં ૬).

આદિ—દેસ સોરઠ દ્વારામત્તી, નવમ તિહા વાસદેવ એ।
દસઇ દંસાર તે રાજિયા, બાધવ શ્રી બલદેવ્ એ ॥ ૧ ॥
ઞી રે જી રે સામિ સમોસર્યા, હરખિઉ ગોપીનઉ નાથ એ।
નેમિ વદન મનિ અલઝ્યુ, અલજ્યુ જાદવ-સાધૂ એ ॥ ૨ ॥

અંત—(દુહા) શુભવર્દ્ધન શ્રી ગુરુરાયા, નિત્ત પ્રણમુઉ તેહના પાય।
જયો ગયસુકુમાલ મુણિંદ, જસ તુઠઉ નેમિ-જિણિંદ ॥ ૯૭ ॥
જયો ગયસુકુમાલ મુણી, સા શ્રી સા[સ]ધ દીઇ આસીસ।
જસ નામિ પરમાણંદ, તસુ ગાવતા હવઈ આણંદ ॥ ૯૮ ॥

આમાં છેલ્લી પંક્તિનો પરમાણંદ શબ્દ, કર્તૃવાચક નથી. અન્વય પુરોગામી પંક્તિ સાથે છે.

આની એક બીજી પ્રત પણ કદાચ એ ભંડારમાં હશે.

**૨ દેવકી પુત્રની ઢાલ:** કર્તા: અજ્ઞાત અઢારમી સદી. લખ્યા સં. ૧૯૧૦ (અભય ગ્રન્થાલય, બંડલ ૮૧, ક્રમાંક ૩૭૩૧, પાનાં ૮: ૨, ૬ નથી) સારી પ્રત.

આદિ— ભદલપુર નામે નગર, ભરીયા રીધ ભંડાર।
તિહા બસ [વસે] નાગ ગાથાપત્તી, સુલસા તિણરે નાર ॥ ૧ ॥
સુંલસ હે મૃત-બાઝડી, તિણ ઘણી પુત્રની ચાય।
હીરણગબેષી દેવરી, સેવ કરે ચીત્ત લાઈ।

અન્ત— એહ ચરિત્ર ગજસુખમાલનો, જે સુણસી નરનાર રે।

સાધ શ્રાવગનાં વ્રૃત આદરે', કર ઠે ખેવો પાર રે ॥ ૧૬ ॥
ઈતિ શ્રી દેવકી પુત્રની ઢાલ ॥ ૧૮ ॥ સંપૂર્ણ ॥ સંબત ૧૬૧०...
લિપિકૃતવ ગોવિંદ ઉસવાલરે, આતમ-હેતવૈ દેવતપુર નગરે મધ્યે ।

આની બીજી એક પ્રત એ જ ભંડારમાં હોય એમ લાગે છે.

૩. છ ભાઈની ઢાલ : કર્તા: લોંકાગચ્છીય નાથાજી-શિષ્ય માલમુનિ. સં. ૧૮૫૭ (પુણ્યવિજયજી હસ્તકનો ચતુરવિજયજી ભંડાર)

આદિ—અથ ષટ ભાઈના ૨૧ ઢાલીયા લિખ્યા છે...

તીર્થંકર બાવીશમો, જાદવકૂલમાંહિ ચંદ ।
બાલબ્રહ્મચારી સદા નમું, પ્રણમું નેમ-જિણંદ ॥ ૧ ॥
રાજેમતી જિણે પરહરી, લીધો સંયમભાર ।
કેવલ લહી પદ પાંમીયા, તારે ભવી સંસાર ॥ ૨ ॥

કાવ્ય આપણા વિષય કરતાં આગળ વધી દ્વારિકાના નાશ સુધીનો વૃત્તાંત આપે છે.

અંત—સંવત સતાવના વરષે પ્રકાસ્યો, કાતી ચોમાસે શુધકાર રે ।
માંડવી બિંદર અતિઘણું સુંદર, લોંકા ગચ્છ શ્રીકાર રે ॥ ૨૨ ॥
ગછપતી શ્રી ધુંમચંદજી વીરાજે, તમ આમન સુખદાયા રે ।
પૂજ્ય નાથાજીતણે સુપસાએ, માલ-મુનિ ગુણ ગાયા રે ॥ ૨૩ ॥

ઈતિ શ્રી ષટ્ ભાઈ ગજશુકુમાલજી કૃષ્ણ બલભદ્રજીના અધિકારની એકવીસ ઢાલ સંપૂર્ણ ॥ પૂજ્ય ઋષિ શ્રી ૫ માલજીજી તત્ શિષ્ય પાંચવ [ પાચ] તન્મધ્યે લિપીકૃતં ઋષિ શિવજી માલજી શ્રી માંડવી બિંદરે સ. ૧૮૬૬ના ચૈત્ર શુદિ ૨ રવૌ પરઓપગારાય લિપિકૃતંમ્ સંઘવી શ્રી ૫ જીવણ દેવચંદ તત સ્ત્રી સુશ્રાવીકા બાઈ નાથીને અર્થે એ રાસ લખ્યો છે. જીવારે વાંચો તીવારે અમને સંભારજ્યો જી ॥

૪. દેવકરી ઢાલ : કર્તા : અજ્ઞાત. ઓગણીસમી સદી ? (અભય ગ્રન્થાલય, બંડલ ૮૧, ક્રમાંક ૩૭૩૨, પત્ર ૧-૧૪: ૧૨, ૧૩ નથી) આ કૃતિ અનુગામી દેવકી કથા સાથે સારા પ્રમાણમાં શબ્દશઃ સમાન છે.

( માત્ર આદિ-અંત વાંચવાથી એ પ્રતીતિ નહિ થાય )
આદિ—નેમ જીણંદ સમોસર્યા રે, ભદ્દલપુરરે વાગ રે ॥ ભવિજિણ ।'
સુણને લોક રાઝી હુવા રે, ઘણાં જીવાં રે ભાગ હો ॥ ભ૦ ॥ ૧ ॥
સહસ અઢારે સાધી રે, આર્જીયા ચાલીસ હઝાર હો । ભ૦ ।'
તિણની આન મનાવના રે, સાસણના સીરદાર હો । ભ૦ ॥ ૨ ॥
અંત—મસાંણ-ભૂમકા રે મોય, કાઉસ[ગ] દીના ઠાય ।
ઘોર પરીસા [પરિષહ] સહી મુગતે ગયા જી ।
ધનધન ગજસુકમાલ, વાદે જાને ચિરકાલ ।
ધનધન કરણી જા ઐસી કર[રી] જી ॥ ૩૧ ॥
ઇતિ શ્રી દેવકરી ઢાલ સપૂર્ણ ॥

**૫. દેવકી કથા :** કર્તા : અજ્ઞાત. ઓગણીસમીનો પ્રારંભ ?' લખ્યા સં. ૧૯૧૮ ( ચતુરવિજયજી ભંડાર, નં ૧૭૬૮, પત્ર ૧૨ ) ભાષા મારવાડી અસરવાળી શીખાઉ લહિયાએ ગાબડા પાડી અશુદ્ધતાથી લખેલી.
આદિ—ભદલપૂર પધારિયા ॥ બાવીસમા જીણરાય ॥
છ ભાઈ વેરાગીયા ॥ તે સુણજ્યો ચીત લાય ॥ ૧ ॥
ઢાળ પેહલી ( ધીજ કરે સીતા સતિ રે લાલ ॥ એ દેશી ॥ )
નેમજીણદ સમોસરયા રે લાલ ॥ ભદલપુરરા વાગ રે ભવિકજન ॥
સુણને લોક રાજી હુવા રે લાલ ॥ ઘણા જીવાને ભાગ હો ॥ ભ૦ ॥ ને૦
અંત—સેરિ-વાટે હરિ આવતા જી, સોગ ધરિ અભિરાંમ,
સોમલ સાસે હી મુવા જી, કીધારા ફ્લ પાંમ રે૦ ॥ ૫ ॥
જે હુવા જિ ત્રભવનપતિ જી, તેહનો સોગ ન કોય,
કિધા હરિ-સમઝાવણી જી, નેમજિણદા જોય રે૦ ॥ ૬ ॥'
શ્રી હલધર-સુ કહૈ જી, પુન્ય ઘટતો આય,
દિસે છે ઇણ કારણે જી, ઉપજ્યો એહ સતાપ રે૦ ॥ ૭ ॥'
ઇતિ દેવકીરી ચોપી (ચોપાઈ) ઢાલ સ પૂર્ણ: ॥ સમત ૧૬૬૮ રા
[ ? ] મીતી ૩ ॥ દેવકી કથા છ ભાયાની ॥
— *૬. દેવકીજીના છ પુત્ર ત્રિણરો રાસ : કર્તા લાવણ્યકીર્તિ*
ને ગ. ૪

લખ્યા (?) સંવત્ ૧૮૭૭ (અભય ગ્રન્થાલય, બંડલ ૮૧, ક્રમાંક ૩૭૨૭, પાનાં ૬)

આદિ—નિંઠનેમિ નામે હુવા, લખણ સર્વ સંયોગ
આઠ સહસ લક્ષણ ધરૈ, બાવીસમ સિવભોગ ॥ ૧ ॥
સહસ અઢારે સાધ જી, અજિયા ચાલીસ હજાર।
મોટા મોટા મુનિવરૂ, વિચરે જ્યાંરી લાર ॥ ૨ ॥
બસુદેવજીના દીકરા, દેવકીરા અંગજાત
સુલસાને ઘરે બધ્યા, સાંભલજ્યો સાખ્યાત ॥ ૩ ॥

અંત—ઇંદીવાંન છોડાવિયા રે, સગલા નગર મંઝારો
મુહ-માંગ્યા દીયા ઘણા રે, મણિ-માણિક ભંડારો ॥
મણિ-માણિક બહુ દીધા દાધી, મનરીxછxઇચ્છા કુ[ઇ] ન રાખી
લાવનકીરતિ ઢાલ જ ભાખી, ચૌથી-પાંચમી એ સહુ સાખી
જી દેવકી જી હો૦ ॥ ૬ ॥

ઇતિ શ્રી દેવકીજી કે છહ પુત્રાંકા રાસ [સં]માપ્તમ્ ॥ સં. ૧૮૭૭ ૨૧ મિતી માઘ સુદિ ૬ વાર [?]

આ પ્રતની કથા ગજસુકુમાલના જન્મ સાથે પૂરી થાય છે. કર્તાનું નામ માત્ર છેલ્લી પંક્તિમાં એકવાર આવે છે. આ રીતે આ સાચેમાચી ૭ પુત્રની જ કથા છે.

૬ ગ. દેવકી૭ : કર્તા: લાવણ્યકીર્તિ (અભયસિંહ જૈન જ્ઞાન ભંડાર, બીકાનેર પો. ૧૨, ગ્રં. ૧૦૪. ગ્રંથપાલે બંધનપત્ર [રેપર] પર લખ્યું છે : "સજ્ઝાય સંગ્રહ, પત્ર ૧૯")

મને આ પ્રતનાં પહેલાં પાંચ પૃષ્ઠ ગ્રંથપાલે મોકલ્યાં છે. એમાં પૃ. ૪ (૧)ના અંતિમ ભાગ સુધીમાં સ્વલ્પ પાઠભેદોએ ઉપરવાળી કૃતિ જ, લાવણ્યકીર્તિના નામવાળી મળે છે. તે પછી કથા આગળ વધે છે. તે પૃ. ૫ (૧) પર પૂરી થાય છે, ને તેમાં (અ) કુંવરે દીક્ષા લીધી, મુક્તિ પામ્યા એટલી જ વાત છે, સોમલનો પ્રસંગ નથી. (આ) આ ગ્રંથ-વિસ્તારમાં કર્તાનું નામ નથી. આ બે કારણસર આ કાર્ય બીજાએ કરેલો ઉમેરો હોય એ છેક અસંભવિત નથી. એ વિસ્તારનો અંત—

માલા મોતી હાર, ગહણાં સહુ પો[ખો]લીયા [ = કાઢી નાખ્યાં ]।
'હો સાંમી! દિખ્યાં દ્યો શ્રીરી નેમ!' કંવર ઇમ બોભી[લિ]યો।૩૬।
... ... તન-મન વશ કરો
હો સાંમી તાપ-પરીસો સહિ પહુંતાં સેવપુરી । ૩૭ ।
ઇતી શ્રીરી દેવકીની ઢલા સંમપુર્ણં।

આ પછી તરત એ જ લીટીથી દ્વારિકાનગરીનું વિસ્તૃત વર્ણન શરૂ થાય છે. એનો આદિ—

શ્રી વીતરાગાય નમુ ।
દુહા અસુભ કરમકે હરણકો બાવીસમા શ્રી નેમ જીણંદ એ।
છોડી દિયા તે સંસારના ફંદ એ।

૭. દેવકી વ્યાખ્યાનકમ્: કર્તા: અજ્ઞાત. સંભવત: ઓગણીસમીનો પ્રારંભ. લખ્યા સં. ૧૯૫૦ (મોહનલાલજી મહારાજના પ્રશિષ્ય શ્રીમજ્જિનરિદ્ધિસૂરિના શિષ્ય શ્રી ગુલાબમુનિજી પાસેની. પ્રતલેખક ગુલાબમુનિજીના પૂર્વના સ્થાનકવાસી ગુરુ શ્રી રૂપચંદજી; પૂજ્ય જયમલજી સંપ્રદાયના સાધુ સુરજમલજીના શિષ્ય)

આદિ—ઢાલ ૧ (જગતગુરુ ત્રિસલાનંદન)

નગરી ઉત્તમ દ્વારકા જી, રાજા કૃષ્ણ નરેસ,
લોક સહુ સુખીયા વસેજી, દુઃખ નહીં લવલેશ,
જિનેસર જગગુરુ નેમજિણંદ ॥ ૧ ॥
સમોસર્યા તિણ અવસરે જી, કરતા જગ આનંદ,
ઘણા સાધુ સું પરવર્યા જી, જિનવર નેમ જિણંદ. જી૦ ॥ ૨ ॥

અંત—સોમિલ વપુની તર્જના રીસે, બહુત કરી હરિરાય,
બંધવ મન સંભારતો સોચે, હરિ આવ્યો ઘરમાંહિ રે મુ૦ ॥ ૭ ॥
સમતા રસ મુનિ પૂરણ પીધો, ધન ધન ગજસુખમાલ,
કર જોડી ત્રિકરણ મન શુદ્ધે, વાદે શ્રી ગોપાલ રે મુ૦ ॥ ૮ ॥
મહાપરીસહ ઇતર પ્રવ્રજ્યા, મુનિવર શિવપુર પાયો,
અંતગડને તીજે વર્ગમાં અધ્યયને, અષ્ટમમે જિન ગાયો રે મુ૦ ॥ ૯ ॥
ઇતિ દેવક વ્યાખ્યાનકં । લે. સંવત્ ૧૯૫૦

## ૫ : પરસ્પરાવલંબન

ક્રૃ૧ના અંતિમ ભાગમાં આપણે આપણી કૃતિ સાથે બીજી બે આનુષંગિક કૃતિઓનું ઓછુંવત્તું સામ્ય જોયું, ને અનુમાન કર્યું કે કવિઓએ એકબીજાની કૃતિઓ વાંચી પણ હોય. આ અનુમાન અત્ર મંપાદિત કૃતિ ઉપરાંત આ વિષયની જે બીજી સાત કૃતિઓ આપણને ઉપલબ્ધ છે (અને આ સિવાય બીજીયે કદાચ કોઈક હશે, જેની માહિતી મને ન મળી હોય) તેનાથી વધુ પુષ્ટ થાય છે. આમાંનું કેટલુંક સામ્ય વિગતોની સમાનતા અને રૂઢપ્રયોગો કે શબ્દોની સમાનતાને લીધે હોઈ શકે; પણ તે બાદ કરતાં યે ઘણું એવુ સામ્ય મળી આવશે કે જેનો બીજો કોઈ ખુલાસો ન હોઈ શકે એમ આપણને લાગે છતાં આ સંદર્ભમાં બીજી બે બાબતો પણ ગણનામાં લેવી જોઈએ. એક : તે વખતનો પ્રત વાચનાર-લખનાર સાહિત્યરસિક વર્ગ જાતે પણ અન્ય કૃતિઓના અંશો પોતાની પ્રતમાં સમન્વિત કરે એવો હતો. બીજું : ઘણા લહિયાઓ, નવરા પડે ત્યારે, ભવિષ્યમાં શ્રાવકો કે ભંડાર-ટ્રસ્ટીને વેચવા આવી પ્રતો તૈયાર કરી રાખતા. એ પ્રતો જુદા કવિની કે જુદી કૃતિ છે એમ બતાવવા, અને કેટલીકવાર કંઈક ઉપકવિ સુલભ શોખથી, એમાં થોડા ફેરફારો કરી એને નવો રોગાન ચડાવતા હશે. આવા નવા આકારથી એને વેચવાનું વધુ સુગમ બનતું

આપણી આ કૃતિઓમાં આ ત્રણે કારણોએ ઓછાવત્તો ભાગ ભજવ્યો હશે. પણ, આવો મોટો ફરક આ વિષયની કૃતિમાં જ દેખાય છે.

આ બધી કૃતિઓની તુલના રસિક ને બોધક થઈ પડે, પણ સ્થલ સંકોચને કારણે, ભવિષ્યમાં કોઈ એ કરે એમ સૂચવી, જતી કરશું.

## ૬ : કર્તૃત્વ

આપણી કૃતિની સર્વ ઉપલબ્ધ હસ્તપ્રતો અને જે ચાર છાપેલી આવૃત્તિઓ મને જોવા મળી છે તેમાં એકમાં કર્તાનો નામોલ્લેખ નથી. -બીજે પક્ષે, મનસુખલાલ કિરતચંદ મહેતા અને મોહનલાલ દલીચંદ દેસાઈ 'જૈન રાસમાલા'માં આ રીતે નોંધે છે: "દેવકીના ૭ પુત્ર,

[કર્તા] પરમાનંદ. મુદ્રિત.' હવે છ ભાઈના રાસને નામે પ્રકટ થયેલી કૃતિ આપણાવાળી એક જ જણાય છે. એટલે, આ ઉલ્લેખ આપણા કવિની કૃતિ વિશેનો જ છે એમ માનવામાં હરકત નથી. તેઓએ આવું અનુમાન પૃ. ૩૪, કડી ૧૧ માં આવતા 'પરમ આનંદ' (પાઠભેદે સર્વત્ર પરમાણંદ) પરથી કર્યું હશે. પણ એ શબ્દ કવિવાચક નથી, બ્રહ્માનંદવાચક–મુક્તિવાચક છે. અન્ય કવિઓમાં (ઉ. ત. માલ મુનિની× અને શુભવર્દ્ધનના શિષ્યની કૃતિ ઇ માં) પણ પરમાણંદ શબ્દ મુક્તિના અર્થમાં જ આવે છે.

ટૂંકમાં, આ કૃતિમાં નામોલ્લેખ ન હોવાથી તેના કર્તા કોણ છે તે નક્કી થઈ શકે તેમ નથી. પણ, સુલસાએ હરિણગમેષી દેવની મૂર્તિ બનાવી તેની ઉપાસના કરી એવો અંતગડવાળો ઉલ્લેખ આમાં નથી (આ વિષયના બીજા કોઈ કાવ્યમાંયે આ ઉલ્લેખ નથી) તે પરથી અને કંઈક ભાષા–શૈલી પ્રસાદિ પરથી એવું અનુમાન થાય છે કે આના કર્તા સ્થાનકવાસી યા લોંકાગચ્છીય જૈન મુનિ હશે અલબત્ત, તે સમયે શ્રી નેમિનાથજી વિદ્યમાન હોવાથી મૂર્તિપૂજાનો બીજો કશો અવકાશ આ કૃતિમાં નથી.

## ૭: રાસની ભાષા*

ભાષા પરત્વે ટિપ્પણ ને શબ્દસૂચિ ઉપરાંત વિશેષમાં આટલું કહી શકાય:

**વર્ણવ્યવસ્થા** · આ રાસમાં સામાન્ય રીતે તત્સમ તેમ જ તદ્ભવ શબ્દોમાં નીચેના સ્વર અને વ્યંજન વપરાયેલા છે.

**૧. સ્વર:** અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઓ.

× સાત ભાઈ મુગતે ગયા, વાદી નેમ જિણંદ રે
એહવા મુંની ગુણ ગાવતાં, લહીંઇ પરમાણંદ રે. (૧૭–૧૧)

* આ વિભાગમાં શ્રીયુત કે. કા. શાસ્ત્રીની વિપુલ સહાય છે. એમાં ઉલ્લેખેલા શબ્દાદિનું સ્થાન, કેટલીક વાર, પુસ્તકને અંતે આપેલી શબ્દસૂચિ પરથી મળશે.

સામાન્ય રીતે તત્સમ શબ્દોમાં ઋ, ઐ, ઔ વપરાવા જોઈએ. છતાં આ રાસમા દૌડા, કનૈયા ( પૃ ૧૮ ), વૈષગતિ એટલા અપવાદો બાદ કરતા એ જોવા મળતા નથી. એ–ઓના વિવૃત ઉચ્ચારણોની તો કોઈ શક્યતા નથી

અવ્યયરૂપ કૃ તના મધ્યકાલીન ગુજરાતીના પ્રચલિત ઈં-કારને સ્થાને, નારીજાતિના ઈકારને સ્થાને અને નરજાતિના ઈને સ્થાને પણ, મોટે ભાગે ઇ વપરાયો છે વાણિ, સુણિ, નેમનિ, પુછિને, ઇ ઇ. ખરેખરી અવસ્થા આવી હશે એમ માનવું મુશ્કેલ છે છતા રાસની ભાષાનો ઝોક અર્વાચીન મારવાડી તરફનો હોવાથી અવ્યયરૂપ કૃદન્તના ઇને સમર્થન મળી શકે, (જો ઇ હિન્દીમા તો ગમનના રૂપમા સ્થાપિત થઈ ગયો છે ) વસ્તુત આખા રાસમા ઈં મોટે ભાગે ઇ લખાયો છે આને લહિયાની અંગત ટેવ ગણવી વધુ ઉચિત છે *

૨ **અનુસ્વાર** આપણી પ્રતમા વર્ગીય વર્ણની પૂર્વે અનુસ્વાર મળે છે જિણંદ, ભગવંત, સંભાલ, કંચુવા, તત્સમ મહાંગિ, શાંત

૩ **અનુનાસિક** ગુજરાતી ઇત્યાદિ ભાષાઓમા સ્વરધર્મ તરીકે ઉપયુક્ત થતું આ અનુનાસિક ઉચ્ચારણ તદ્ભવ શબ્દોમા સ્વાભાવિકતાથી નિયમ પ્રમાણે અનુસ્વાર કે વર્ગીય અનુનાસિક વ્યંજનને ઘસારે આવી રહ્યુ છે સાંભલ, જોવુ, બેસવુ ઇ ઇ

એકાર ઉપર આવતો અનુનાસિક મધ્યકાલીન ઉચ્ચારણમા વૈકલ્પિક હતો અહ્ં/અહૈં પુછીને, બેહાને, પામેં, કરીજે, કહે, જૂના ઉદાહરણ સંભારિયે, કહિઇ, પ્રભુજીઇ, લહિઇ ઇ ઇ આજે પણ સૌરાષ્ટ્રમા એકાર વ્યાપક છે

વિસર્ગની આ ભાષાભૂમિકામા જરૂરિયાત જોવા નથી મળતી દુખ દુખિણી શબ્દો પણ દુખ, દુઃણી લખાયા છે.

૪ **વ્યંજનો**. કખગઘ, ચછજઝ, ટઠડઢણ, તથદધન, પફબભમ, યરલવ, સહ

ઉષ્માક્ષરોમા, ખ પ્રતમાથી પૂરેલા ગાબડા બાદ કરતા, સર્વત્ર

માત્ર દસ સ જ વપરાયો છે. લેખનમા ષ ખૂબ જ સામાન્ય છે+ છતા એનું ઉચ્ચારણ સર્વત્ર ખ છે ષજીનો, ષ ડ, ષિપક = ખિપક <ક્ષપક, ષિમાવત = ખિમાવત <ક્ષમાવત, ષેકારી = ખેકારી <ક્ષયકારી, ષિણુ = †ખિણુ <ક્ષણુ, પોષધસાલ = †પોખધસાલ ષટ્કાયનો ઉચ્ચાર પણ યજુર્વેદીઓની જેમ †'ખટ્કાય' જ હતો

બે અપવાદોમા કદાચ ષનો ઉચ્ચાર ખ નહિ પણ ષ કે સ હોય ત્યારે શિવ(ષ્ય), ધનુષ

વર્ગીય અનુનાસિક વ્યંજનો ણ, ન, મ મળે છે ઙ ઞ નથી

**ભાષાની બીજી વિશેષતાઓમા** મારવાડી લાક્ષણિકતા, જૂની પ્રાકૃત અસર, ફારસી શબ્દો, કેટલાક લાક્ષણિક ધ્યાનપાત્ર શબ્દાદિ, ને જૈન પરિભાષાઓ એ પાચ બાબતો ખાસ ધ્યાન ખેચે છે

જૈન રાસાઓમા બે વિશેષતા ખાસ હોય છે એક તો ભાષાનાં જૂના રૂપો—પુરાણાપ્રેમ, અને બીજુ ભાષાનુ મિશ્ર સ્વરૂપ જૈન રાસોની ભાષા એવી હોવાના કારણ આટલા છે

अ જૈન સાધુનો સતત વિહાર ( પ્રવાસ ) તેઓ ઉત્તરહિંદ, મારવાડ, કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત ઇત્યાદિ સ્થળે વિચરતા પરિણામે હિંદી, મારવાડી–રાજસ્થાની, કચ્છી, કાઠિયાવાડી, ગુજરાતી ઇત્યાદિ સર્વ બોલીઓ બોલતા ગૃહસ્થીઓના સપર્કમા આવતા, ને એમની સાથે વાત કરતા એ સર્વની બોલીની અસર એમના પર પડતી

आ એક જ સઘાડા ( સાધુસમુદાય )મા એકથી વિશેષ પ્રાતના સાધુઓ વસતા ગુરુ એક પ્રાતના હોય, ચેલા બીજા પ્રાતના ને સદ્ગુરુ ત્રીજા જ પ્રદેશના, એમ વાર વાર બનતું આથી પણ એમની ભાષા જરા મિશ્ર બનતી

इ સાધુઓ શ્રાવક કરતા જુદો સમુદાય છે અને દરેક નાના

---

+પૃ ૧૪ ઇત્યાદિ જે કોઈ સ્થળે ખ છપાયો છે તે પ્રતમા તો ષ જ છે

†મારા પિતા આશરે વર્ષ પર એમના વતન સુરતમા સાંભળતા.

જુદા સમુદાયની ભાષા પ્રજાની ભાષા કરતા જુદી પડવાની જ (ઉ ત પારસીઓ, મેમણો, વૉરા, ખોજા, ખલાસી, અતીતો ઇની ભાષા) વળી પારસીઓની જેમ એમા કદાચ, સતત ને એકધારા લોકસપર્કના અભાવે, ભાષાનું વધુ જૂનુ રૂપ જળવાવાનુ †

ई ખાસ તો, જૈન સાધુઓને અર્ધમાગધી, પ્રાકૃત ઇત્યાદિનો અભ્યાસ કરવાનો રહેતો, ને આ અભ્યાસ એમનામા જૂના રૂપો પ્રેરતો

उ જૂના ગ્રન્થોના વાચનથી આ પુરાભાષાભક્તિ (આર્કે-ઇઝમ)ને બળ મળતું

ऊ જેમ સંસ્કૃત બોલચાલની મટી જતાયે એને કાવ્યભાષા ગણીને એનો પ્રયોગ થાય છે, તેમ જૂનું ભાષાસ્વરૂપ ઓછુ-વત્તુ બદલાયુ હોવા છતા જૈન સાધુઓ એ ભાષાસ્વરૂપને કાવ્યભાષા તરીકે અપનાવતા જૂના વાચન-પઠનના સ્મૃતિ-અભ્યાસોનો આમા ઠીક ફાળો રહેતો

ए જૈન સાધુઓને બ્રહ્મચર્ય ફરજિયાત છે બ્રહ્મચર્યનિર્જિત્ય પૌરુષ કેટલીકવાર ભાષાના અરૂઢ પ્રયોગો કે જૂના પ્રયોગો રૂપે સ્ફુરે છે, ઉ ત ખૂબ પૌરુષવાળા (ને ઉત્તરાવસ્થામા વિધુર) બ ક ઠાકોરની ભાષા

હવે આપણે ઉપર ઉલ્લેખેલા પાચે વિશેષતાઓના દૃષ્ટાતો જોઈએ

## (૧) મારવાડી લાક્ષણિકતાઓ

૧ ગુજરાતીમા अ હોય તેવા શબ્દોમાં મારવાડીનો આગતુક इ દિશા (દશા), અભિદાન (અભયદાન), થિપી (સ્થાપિ) જિન (જન) (પૃ ૨૩), ઇ

૨ અવ્યયરૂપ કૃદન્તમા ह्रस्व इ

૩ છઠ્ઠી વિભક્તિમા 'નું' સાથે વધુ વ્યાપકતાથી 'રો' નો પ્રયોગ સાધુરો, જોજનરૌ, કરોડરા, પટારા, હાથારી, આગનારી, સોમરી, ઇ ઇ

† પારસીઓની બોલીમા ગુજરાતીનું વધુ જૂનું રૂપ મળે છે એ હું એકાદ જુદા લેખમા કઈક વિસ્તારથી બતાવવા ધારુ છુ

**૪ નાન્યતરને સ્થાને નરજાતિનો પ્રયોગ.** નારીજાતિને સ્થાને પણ કેટલીકવાર તેમ જ નાન્યતર કે નારીને સ્થાને નરજાતિમાઃ—

અભયદાન, નામ, અથરજ, આવસ, વચન, હિયડો, સગપણ, અણગારપણો, ઓઢણો, નીર, સુતો (સૂતુ, શયન), દુખ, રાજ્ય, વેગ, કરમ, પૂછ્યો, દ્રવ્ય, ગોત્ર, જળ જાલ, કંચન (પૃ ૧૫), ધણુ (૧૫), કણુ (૧૫) અપવાદઃ [ત્રિ] ઘણું સોહામણુ (પૃ ૧૧)

' ૫ **ક્રિયાપદોમાં** (અ) દિયો, તિયો, આયો જેવા પ્રયોગ (આ) વર્તમાન-કૃદંતના 'જોવના' જેવા રૂપ (ઇ) ભવિષ્યકાળના 'જાયસુ' જેવા રૂપ (ઈ) મારવાડી અસરે પામશે આવશેના પાસિ, આમિ એવા ઉચ્ચારણ (ઉ) ભોગિએમા વગેરે (ઊ) ય-કારવાળા જોડાક્ષરનો અભાવ ("કર્યા" ને બદલે 'કરા') (એ) સ્વરભક્તિયુક્ત રૂપાખ્યાનનું બાહુલ્ય (કર્યોને સ્થાને કરિયો) (ઐ) સહાયક 'કરી' આટના મારવાડી ક્રિયાપદો દેખાય છે હુઈ ×, આયા ×, આય, મિલિયો બતાય ×, દેજો બતાય +, છોડ દિયો, મતિ કરો કરાય દિયો, ચાય †, બિછાઈ †, લાયો †, સુણિકે, નિલગાય, ચુમાઈ, ગમાવે, તેડાય, ભઈ, લાય, પોઢાય, હાથ જોડ ×, નચાયે, નડી નિયે, નમાય, લગાય, લિયા, ટાલ (કર), લેણિ, ભોગિએમા, બોલાય, ખુલાય, નમિ કરી, સુણિ કરી, નિરખી કરી, ભુલા આયા, ભુલાનો તો, આયા†, લિણ કહ્યો, રોતી†, હોસે†, જોવતી, રોવતી, રોવતાં, મમકાય, દિજે, કિજે જિયો ×, પાસે†, પાસિ, આસિ, ૪

**યકારી જોડાક્ષરનો અભાવ** (ઊ) સમોભગ, સયરા, ઢના, વૂઠા, આવા, જાણો, જાણા, કરા, ચાલા, રહા રહો, રમા, નાથો, ભુઝા, રુચો, કહ્ય, કહો, સીખવો, ચડો, નાણો (ન આણ્યો), પુઠો વળી ચળી. (ક્રિયાપદ સિવાયના તપમા, પુનાઇ, અને રાજ ઠ) **એથી ઊલટા** સમોસર્યા, વર્યા, ભર્યા, લેખ્યો, ધખ્યો, ઓલખ્યો, લખ્યો (અને પ્રત્યે)

---

× હિંદીમા પણ +ગુજરાતી બોલીમા પણ વપરાય છે †મિશ્ર રૂપાખ્યાન સામાન્યત ગુજ કે માર થી શરૂ થઈ તથી ઊલટાથી અંત પામતો શબ્દ

**સ્વરભક્તરૂપો** (એ) આવિયા, પધારિયા, જાણિયો, સુણિયો, વદિયા, રચિયા, ભમિયો, પામિયો, બુઝિયા, નિવારિયા, વધિયા, આલોટિયા, સણગારિયો, ડરિયો, ફરિયો, મરિયો, અવતરિયો, રિઝીયો, રલિયો, પોહચાવિયા ઇ **એથી ઊલટા.** સમોસર્યાં, વર્યાં, ભર્યાં.

૬ **પ્રત્યયો** . અવરા, મોતિયા×, દામિયા×, ગીતા, મનમે×, કાપુરુષમે×, અવામમે×, તાપસે×, માયસુ પઢીના જોજનરો, કરોડરા ઇ.

૭ **મારવાડી સર્વનામો** - જિસે×, મો, મોસુ, તોસુ, મોય, તોય, મોરી, થારી, મોરા, થારા, તુમે×, ઘણ, કિણ, જિણ, +કોણ નગરી, કોણ ગામ

૮ **વિશેષણો** દૂસરી×, તીસરી×, દો×, દોનું×, દૂજા, દોય, તીન×, બડી×, ચોડીસી×, દોગુણ, કટ્ટે+

૯ **અવ્યયો** (કોઇક જ) મતિ (मत), જ્યુ, હિજ, વિણ† (बीन).

૧૦ **નામો સામાન્ય નામ** સેહરો×, લકડી×, માય, બાછરૂ, જોત×, હાલરો×, અગ (ઇદ્ર), તુ બનિ× **ભાવવાચક નામ.** આવમગન×, લાગ પુનાઇ, મગનિ

૧૧ **જોડાક્ષર** (કે મયુક્ત સ્વરો) **નો લગભગ અભાવ:** પ્રતિવાસિને, ત્રોટા, પ્રકાર, ચક્રી, લેખ્યો, ભર્યાં, ચોત્રીસ, વ્રત ઇ. જોડાક્ષરોના કેટલા વર્ઇરાગે, સામગરી, અમરત ઉછવ, કઉમુદિ, કપ (ષ્ટ), પરાણ, દુરગ, બીખુ, નિસચય, જનમ ઇ૦ વિયુક્તરૂપો લગભગ સરખાજ માકાનમાં ગણ્યા છે

૧૨ **રૂઢપ્રયોગ** 'ભને ભાવસુ' જેવા

૧૩ **લાક્ષણિક વાક્ય** 'માયસુ મેરો મન ઊતર ગયો' જેવાં.

(૨) **પ્રાકૃત અ રો**

નીચેના ઘણાં રૂપો લગભગ પ્રાકૃતમતીન યા તેની નિકટના છે, અને તે જૈનાન્વિનો પુગાભાષાપ્રેમ સૂચવે છે:

**વિશેષનામ કડકરિ સામાન્યનામ** - કણગ, કડગ, તુડિય, ગય (गज), વછ (પ્રા वच्छ), સ ઘ (પ્રા सिंघ), માવ (પ્રા माई),

રયણુ, અમીય, નિલાડ, જિણુ, પડિમા, પુત, જલદહિ, ઉદ. **ભાવવાચક નામ:** પહુતર (પૃ. ૯૧), વાય (वाक/वाद). **વિશેષણ :** આસંસ, સુહા, દુલહા, અવિહ (પ્રા. अमीह). **ક્રિયાપદ :** માચા, ઠવિયા/ઠાઈ, લહસે, ઠરિજે, દુહવાં, સરદઈ. **અવ્યય :** તામ (પ્રા. ताव).

આ ઉપરાંત અપભ્રંશ અંશો ઘણા છે, જેમાંના કોઈક ' લાક્ષણિક ધ્યાનપાત્ર શબ્દ 'ની યાદીમાં ઉતાર્યા છે, અને ત્યાં જોવા મળશે.

આટલાં બધાં પ્રાકૃત રૂપો—ખાસ કરીને સુહા, પરસુહા ને અમુક અપભ્રંશ રૂપો—કાવ્યને બહુ જૂનું ઠેરવે. પણ આ પ્રાચ્યપ્રેમ જૈન રાસાઓની લાક્ષણિકતા છે, એટલે એટલા પરથી આ કૃતિનો કાલનિર્ણય ન થઈ શકે.

### (૩) ફારસી-અરબી અસર

રાસમાં નીચેનાં ફા.અરબી રૂપો (ઔક ચિલ્ર) ધ્યાન ખેંચે છે:

**સામાન્ય નામ :** દિદાર, સુરત, જિહાજ, દૌલત, પછનો, ફોજ, જંગ, ચાકર (દસેક વાર), નીજર (ત્રણેક વાર). **ભાવવાચક નામ:** અરદાસ, ગરજ, હુકમ, યાદ, જોર, હોંસ (<હવસ), પખ્ખ, સતાબ (વેગ) **સાધિત ભાવ૦ નામ :** સાહેબી, તિયારી, દલાલી **વિશેષણ :** દિલગીર (બેત્રણ વાર), જોગવર, રાછ. અસરાલ (?). **ક્રિયાપદ :** ગુમાવે. **અવ્યય:** વિગર.

મિશ્ર ભાષાના શોખીન જૈનોના કાવ્યમાં આટલાં ફારસી રૂપો બહુ ન કહેવાય. ઈ. ૧૩૯૮માં રચાયેલા રણમલ્લ છંદ કરતાં અહીં સંખ્યા ઘણી જ ઓછી છે. છતાં સાધિત ક્રિયાપદ, દલાલી અને તૈયારી જેવાં સાધિત ભાવવાચક નામો, ચાકર, દિલગીર, રાછ, જેવા શબ્દોનો સહજ પ્રયોગ, હવસનો હોસ સુધી પહોંચેલો અર્થવિકાસ ઇત્યાદિ સૂચવે છે કે કેટલાંક રૂપો તો લોકબોલીમાંયે સ્વીકારાઈ ગયાં છે, ને મુસ્લિમોનું આગમન થયાને કેટલોક સમય વીતી ચૂક્યો છે

### (૪) લાક્ષણિક-ધ્યાનપાત્ર શબ્દ, રૂપ, આદિ

સાસુવેં, કરસિયો, બુઝિયા, તુમચે, આથો, લાર, વિમાસેવ,

ભા, દેવાણુપિયા, ભગત, કહને, સંહારિ દેવુ, પોથી ને આથ, માચા (મચ્યા), દિશા (દશા), જાની ને વળી પોચાવિયા, જભા, ભુને આવા, અચરિજ, રાજિયો (ગર્જા), વિલવિલ કરતી, અધહાર, કણુગ, કિણુવિધે, મજ (સજ્જ), વિમરાહા, બાહેરલી, આડંબર (સાગ અર્થમા), ઠાર (જગા), લિયાવ, એક લગન (પૃ ૧૬), એમણુ નાને, ઉમાઈ, તુમહિ (માથુ), દિલ્લી, દેખસા, મૈથુનભોગ, પાનેમ, મનામ-સૂં, કડકરિ-મૂત, તેમ જેમ, મરદઈ, કેઈ, અવગ, વગત ગ, જોવતી, રોવતી, ભણ્ણિ, વાગિ તાહરી, છએ એ ણીપર જોય, જાઉ પુછી એહ નિવાર, સિકલિ (સાંકળ), થિપિને (સ્થાપિને), જિભડી, ધુવેય, મસો/માસો (મશય), પૂછણુ માગણુ, વોરણુ, પાએ ને અણુવાણે, અનેરી (બીજી), તે હૈત (તે હેતુથી) મચા, આર્ગી, નન-વનહ મુઝાર, તામ, તે, સાજ (મદાય) બતિમા, ઊલમો, અવેન, ઠાર, જનમણુ, વિછોયા, એણુ કારણુ, જિમવારે, આપરપે, બાદિમો, થાયસે, ભોગીઅજા, પાસી, આસી ચગ, સુજભણ્ણિ, પ્રભુજીઇ, મમતાઈ, કહિઇ (વિધ્યર્થ), માવડી, ગજગેર અવેતુ ઠાવ, અવગ, અવધારો, હોતિ, તિયાર, ચગેણે ને થાસુ, સધ (સિદ્ધ) કેસુગ્ગણા, રવિયા, મિક (શુ? (પૃ ૨૭)), ઊહોત, તેમહિજ, ઇ મહિજ, ઇ

## (૫) જૈન શબ્દો

કાવ્યમા નીચેના જૈન શબ્દો જોવા મળે છે

અ પારિભાષિક : ભવિક/ભવ્ય, મજમ, જયણુા, ખેત્રા, દેશના, લેસ્યા, મથારો, મધાડો, ચાર તિરથ, ગોચરી/ગોચરિઇ, વન્ના (?), પગિમદ મુણુંદ (मुनींद्र), રજોહરણુ, પ્રતિલાભતુ, પાતગ, અતિચાર, મધ, તિહે કાને, કાઉગ્ગ, આર્તધ્યાન, ગ્ધ્યાન, શુભધ્યાન, વાસુદેવ, ચગ્ગે (ચરિત્રે-દીક્ષ), જિણુ, અવધિજ્ઞાન, કેવલજ્ઞાન, કેવલમહોત્સવ, ઘાતીકર્મ, મોહનીકર્મ, આદેશ, ક્ષપકશ્રેણી, ચવવુ, દીક્ષા, સમતા, ઇર્યાસમિતિ, અભિગમ, ચારિત્ર, અતિશય, પુદ્ગલ, પુરવ-સંબધી (દેવતા), વિહાર, ઉગ્ર વિહાર, શુદ્ધિયા, સમાધિ (? પૃ ૩૪), પડમા,

ઉવડાણમાલ, લોચ, વહોગવવું, સાધ, મહાવ્રત, ગુણધાર, ચઉને વાન (?), પોષધસાલ. ૪

આ: પારિભાષિક સિવાયના પણ સામાન્યત: જૈનોમાં જ દેખાતા: ગજગહેય, મયા (કૃપા), તામ (તેને), વાદી, સહેરો, ફગફિયો, સરદ્દઈ, હવિયા/હાઇ,• મલપવું, પતાવું, મહાગ્વુ (સહરવુ, ઉપાડી લાવવુ), ધ્યાવુ, વાહવુ

ભાષાનો મમગ્રપણે વિચાર કરતાં લાગે છે કે બનાસકાંઠામાં છેક સિરોહી સુધી જે મિશ્ર લાક્ષણિકતા છે તેવી જ અહીં દેખાય છે * એવુ અનુમાન થાય છે, કે કર્તા ીઅને એ પ યકના શ્રોતાઓની આ નિસના વહેવારની ભાષા હશે આ ભાષાને શુદ્ધ મારવાડી કહેવા કરતા મારવાડી અસરવાળી મિશ્ર ગુજરાતી ભાષા કહેવી વધુ ઉચિત

મારવાડી અંશો બાદ કરતાં બાકી રહેતી ગુજરાતી ભાષાનું સ્વરૂપ ઉત્તર ગુજરાતી–અમદાવાદી જેવુ છે, દક્ષિણ ગુજરાતીત્વ બિલકુલ નથી. (કોઈક સ્થળે કાઠિયાવાડી અશો પણ જણાય છે વાતું, કડગ, ચાયસે (થાશે), થીવા, ગીયો (?))

લિપિ: આપણી પ્રતની લિપિ ઈડર–ગ્વાલિયર તરફની 'ગ્વાલિયરી' નથી કે તે તરફ પ્રયોજાતી પડિમાત્રાનીયે નથી ×

---

*એ નોધવા જેવુ છે કે ગુજરાત–મારવાડની સીમા ઉપર બે મિશ્ર બોલીઓ બોલાય છે, આ રાસની, પાલણપુર–આબૂ બનાસકાંઠાથી માંડીને સિરોહી–સાદડી–સુડેરા–પિંડવાડ વચ્ચે બોલાતી, અને બીજી ઈડર તરફ બોલાતી

આ બંને સ્થળોના વેશમા પણ પરસ્પર ભિન્નતા છે ઈડરની પ્રજા પાઘડી મારવાડી–રાજસ્થાની બાંધે છે, અને ધોતિયુ ગુજરાતી ઢબે પહેરે છે આથી ઈડર 'મારવાડનુ માથુ ને ગુજરાતની ગુદા' કહેવાય છે પાલણપુર પંથક પાઘડી ગુજરાતી પહેરે છે, પણ ધોતિયુ મારવાડી–રાજસ્થાની પેઠે કચ્છો વાળીને પહેરે છે આથી પાલણપુર 'ગુજરાતનુ માથુ અને મારવાડની ગુદા' કહેવાય છે ('ગુદા' મે મૂકેલુ શિષ્ટ રૂપ બોલાય છે અશિષ્ટ 'ગાં૦'.)

×પડિમાત્રામા માના અક્ષરના ઉપર ન મૂકતા એની પૂર્વે કાનારૂપે

એ પૂરેપૂરી મારવાડીગે નથી, કે નથી પૂરેપૂરી હિંદી–ગુજરાતી. એ જૈની–દેવનાગરી મિશ્ર લિપિ છે.

## ૮: સમય

**રચનાસમય :** એક નાકે પ્રાકૃત–અપભ્રંશ, વચ્ચે મારવાડ–ગુજરાતમાં એક ભાષા બોલાતી તેની જાણે યાદ આપનો હોય તેવો મારવાડી–ગુજરાતી મંકર, આ નાકે મુસ્લિમ આગમન દઢ થયું હોય તેમ સચવના થોડા ફારસી પ્રયોગો—આવા કાવ્યને કયા કાળનું ગણવું? આ પૈકી પ્રાકૃત અસર જૈન લાક્ષણિકતા છે; મારવાડી–ગુજરાતી મિશ્ર અંશો છે, પણ ભાષા શુદ્ધ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની નથી; અરબી–ફારસીનો અમુક–ભલે સ્વલ્પ–ભાગ રાસની રૂઢ ભાષાના અંગરૂપ બની ગયો છે.* કવિ અને કાવ્ય કદાચ વધુ પ્રાચીન હોય, પણ ઉપર્યુક્ત સર્વ બાબતો અને ભાષાના ઠાઠ પરથી લાગે છે કે આપણને મળેલો એનો ભાષાપાઠ બસો અઢીસો વર્ષથી વિશેષ જૂનો નથી.

**કથાનો સમય :** આપણી કથાનો કાળ તે શ્રી નેમનાથજીનો કાળ છે. જૈન અનુશ્રુતિ પ્રમાણે "શ્રી નેમિનાથ પ્રભુના નિર્વાણ પછી ચોર્યાશી હજાર વરસે શ્રી મહાવીર પ્રભુનું નિર્વાણ થયું;" (કલ્પસૂત્ર, વ્યાખ્યાન સાતમું) અને શ્રી મહાવીરસ્વામીના નિર્વાણને ૨૪૮૩ વર્ષ વીત્યાં છે. આમ આ કથા આશરે સાડાછયાસી હજાર વર્ષ પરની છે.

જૂનાગઢ, પો'દશમ, સોમવાર.
વિ. સં. ૨૦૧૪

બિપિન જીવણચંદ ઝવેરી

---

સુકાય છે ઉ ત ।चतना = ચેતના. માથે બે માત્રા હોય ત્યારે : ।त्रोटुं = ત્રોટું. ।विराग = વૈરાગ. આપણી પ્રતના ફોટામાંના કેટલાક શબ્દો પડિમાત્રામાં આ પ્રમાણે લખ્યા હોત : भन्य जीवानं तारवा. निरंतर तपसा करं छप।माटा अणगार. वी।र चपाणि.

* લગભગ ઘણા જૈન રાસોમાં ફારસી શબ્દો હોય છે.

## પ્રવેશક અને પાઠભેદમાં ઉલ્લેખેલી ઉપરાંતની મહત્ત્વની અશુદ્ધિઓ

| પૃષ્ઠ | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૬ | ચરણ-તારણ | તરણ૦ |
| ૨૦ | ૨ | આવ-ભગત | આઠમ૦ |
| | | | [અઠ્ઠમ=ત્રણ દિનના ઉપવાસનું વ્રત] |
| ૨૯ | ૯ | જેમ...શીજે. | [જેમ...શીજે.] |
| ૩૯ | લીટી ૧ | गौचरी | गोचरी/ |
| ૫૪ | નીચેથી ૮ | उपानः | उपानह् |
| ૯૬ | ૩ | જૈ ? | × |
| ૧૦૧ | નીચેથી ૨ | /છેદવા માટે | × |

## પૂરવણી, નવા વિકલ્પો, ઇ૦

(૧) ગજસુકુમાલ વિશેનાં બે ટૂંકાં સ્વયંપૂર્ણ કાવ્યો છે વિજયરાજસૂરિ-શિષ્ય દાનવિજયજી (૧૭ કડી, ૬૮ લીટી) અને વિનયવિજયજી (૧૯ કડી, ૩૮ લીટી)ની સજ્ઝાયો.

(૨) દેવકી અને કૃષ્ણ પરત્વેની હિંદુ અને જૈન અનુશ્રુતિઓ વચ્ચેનો તફાવત આશ્ચર્ય પમાડે તેવો છે. એ પરત્વે જૈન-હિંદુ દેવકી-કથાની તુલના માટે હિંદુ અનુશ્રુતિના ઓછા જાણીતા એક અંશ તરફ લક્ષ ખેંચું છું: દેવકી કૃષ્ણને વિનંતી કરે છે કે મારાં ૭ મૃત પુત્રોનાં દર્શન કરાવ, અને કૃષ્ણ તેમ કરે છે. (પૌરાણિક કથાકોશ પૃ ૧૪૮)

(૩) હુંપૃ. ૫૭-૮. પ્રેમાનંદના નળાખ્યાનમાં 'માગિયું' જેવાં રૂપો ૧૫૭ છે, જ્યારે 'માગ્યું' જેવાં એનાથી પાંચગણા કરતાંયે વિશેષ છે.

(૪) વ્યુત્પત્તિ આદિ પરત્વે નવાં સૂચનો

| પૃ. | શબ્દ | નવાં સૂચન ઇ૦ |
|---|---|---|
| ૩૮, ૧૧૧, ૧૧૨ | મુઝાર | मध्यागारे > मज्झाआरे > અપ. मज्झारि/रे |
| ૪૩, ૧૧૭ | સારખિ | सदृक्षिका; પૃ. ૫૦ ઉપર सदृक्ष |

| | | |
|---|---|---|
| ૫૧ | જાઉં | પૂછીને નિવારવા માટે જાઉં |
| ૫૨ | દેવાણુપિયા | देवानांप्रिय |
| ૫૨ | બાહિરિલ્લિ | बहिरिल्लि (इल्ल तद्धित सप्त प्रत्यय) |
| ૫૩ | સેહરો | शेखर |
| ૫૩ | ઉદ્દોત | उद्द्योत પ્રકાશ. ∴ ભપકો |
| ૭૨ | तस्स | અપ तासु |
| ૭૩ | તંબોલ | तांबुल |
| ૯૪ | आश्चर्य | > अच्छरिय > अच्छरिज्ज |
| ૯૭ | આથો-જિ | > शौर ओच्छर > शौर ओत्थर |
| ૯૯ | કડગ | કડગ (શૌ) |
| ૯૯ | કણુગ | કણુગ (શૌ) |
| ૧૦૪ | तण प्रस | तण અનુગ |
| ૧૦૪ | તરણુ-તારણુ<br>તારણુ-તરણુ | પોતે તરે ને બીજાને તારે તે |
| ૧૦૪ | તવ | तव > પ્રા तओ > અપ तउ |
| ૧૦૪ | तस्य | > પ્રા तस्स > અપ तस्सु > અપ तासु |
| ૧૦૫ | દાપ | ભવિષ્ય૦ના द्रक्ष्य અંગ પરથી વિકાસ |
| ૧૦૭ | ધખ્યો | दह्ના ભવિ૦ धक्ष्य ,, ,, |
| ૧૦૭ | નિપજે | निष्पद्यते > પ્રા. निप्पज्जइ ,, |
| ૧૦૮ | નિલાડ | ललाट > પ્રા णिलाड |
| ૧૦૮ | પલાએ | पलायते > પ્રા पलायइ |
| ૧૧૦ | ભલે | भद्र > પ્રા. भल्ल/भल्लय |

કાવ્યના ચિહ્નો

× × : બે ચોકડી વચ્ચેનો ભાગ લહિયાએ ભૂલથી વધારે લખ્યો લાગે છે બોલવામાં એ ભાગ છોડી દેવાથી લયાદિ જળવાશે

[ ] : આ ભાગ મુખ્ય પ્રતમાં લહિયાએ છોડી દીધેલો છે, એની વચ્ચેના શબ્દો સામાન્ય રીતે ખ પ્રતમાંથી પૂરવામાં આવ્યા છે.

ॐ ઐં૦॥

## અથ શ્રી દેવકીજી છ ભાયારો રાસ લખ્યંતે

દોહા

શ્રી નેમ જિણુંદ સમોસરા, ત્રણ્યે કાલના જાંણ;
ભવ્ય જીવને તારવા, બોલ્યા અમ[રો]ત વાંણ. ૧
વાંણિ સુણિ શ્રી નેમનિ, બુઝા છએ કુમાર;
માતપિતાને પુછિને, લિધો સંજમ-ભાર. ૨
વઇરાગે સંજમ લિયો, ધરમ-સાંમગરી નિમ;
બેલા બેલાને પારણેં, પ્રભૂ કરાય દિયો જાવજીવ. ૩
નિરંતર તપસા કરેં, છએ મોટા અણગાર;
આગના લેઈ ભગવંતનિ, કરે આતમ-ઉધાર. ૪
નેંમ જિણુંદ સમોસરા, દ્વારકાં-નગરિ મુઝાર;
એક દિન બેલાનેં પારણેં, વૈઇરાગિ અણગાર. ૫

### અથ ઢાલ પેહેલિ લખિ છે

(વિરે વખાણિ રાંણિ ચેલણા ××× જી એ દેસિ)

આગના લેઈ ભગવંતનિજી, છએ બંધવ સાર,
ગોચરિ કરવાનેં નિકલાજિ, દ્વારકાં-નગરિ મુઝાર;
સાધુજી ભલે રે પધારાજિ આજ એ આં૦ ૧
અનેક સન્યા આદે કરીજી, છએ સરખાં અણગાર;
રૂપસુંદર અતિ સોભતાજિ, નલકુબેર અનુહાર.
સા૦ ૨

ત્રણ સંઘાડે કરિ સંચરાજિ, મુનિવર મહા ગુંણધાર;
ઈરજા-સુમતિઈ ચાલતાજિ, ષટકાયના હિતકાર.
સા૦ ૩

પાડે પાડે ફિરતાં થકાંજિ, ગોચરિઈ તે મુનિરાય;
મુનિવર દોય તિહાં આવીયાજિ, વસુદેવજીના ઘરમાય.
સાધુજિ૦ ૪

દેવકી દેખિ રાજિ હૂઈજિ, ભલે પધારિયા મુનિરાય;
સાત-આઠ પગલાં જાઈ નેજિ, લલિલલિ લાગેજી પાય;
સાધુજિ૦ ૫

હાથ જોડ વંદના કરેજિ, તરણ-તારણ મુનીરાજ;
દરસણ દિઠાં સાંમી તમતણાંજિ, ભવભવનાં દુખ જાય.
સા૦ ૬

આજ ભલિ જાગી દિસાજિ, ધન દિવસ મારો આજ;
મુનિવર અમ ઘર આવિયાજિ, તારણ-તરણ જિહાજ.
સાધુજી૦ ૭

મોહ-માગ્યા પાસા ઢલાજિ, દુધે વુઠાજિ મેહ;
આજ કિરતારથ હું થઈજિ, આંણિ ઘણો ધરમ-સનેહ.
સા૦ ૮

મોદિક-થાલ ભરી કરીજી, વોરાવે ઉલટ-ભાવ;
મિષ્ટાણ જમણ-તણાં લાયનેજી, દેવકિ મન હરષિત થાય.
સાધુ૦ ૯

જાતિ નેં વલિ પોચાવિજી, મુનિવર ગયા પોલ બાર;
થોડિસી વેલા હુઈ જસેજી, વલિ આવા દોય અણગાર.
સાધુજિ૦ ૧૦

દેવકિ રાંણિ મન ચંતવેજિ, ભુલિ ગયા છે અણગાર;
વડી પુનાઈ છે માહરિજી, ભુલે આવા દુસરી વાર.
સાધુ૦ ૧૧

સાત-આઠ પગલાં જાયનેજિ, લલિલલિ લાગેંજિ પાય;
આજ કિરતારથ હું થઈજી, મુનિવર ધરા આગણેં પાય.
સાધુ૰ ૧૨

મોદિક-થાલ ભરિ કરિજી, વોરાવેં દુસરિ વાર;
કેસ્ન-જમણ-તણાં લાયનેંજિ, હયડેં હરખ અપાર.
સાધુ૰ ૧૩

વલિ જાતાનેં પોચાવિયાજી, મુનિવર રૂપ અગાધ;
થોડીસિ વેલા હૂઈ જિસેજી, ત્રિજે સંઘાડે આયા સાધ.
સાધુ૰ ૧૪

દેવકી તવ રાજી હૂઈજી, મનમાંહે ઉપનો વિચાર;
આહાર નવિ મિલીયોં એહનેંજિ, કે ભુલા આયા અણુગાર.
સાધુ૰ ૧૫

ભુલાનો તો કારણ કોઈ નહીજિ, દિસંતા મોટા અણુગાર;
તિસરિ વાર એ આવિયાજિ, નહિ એ તોં સાધુરો આચાર.
સાધુજિ૰ ૧૬

રૂપ કલા ગુંણ આગલાજિ, દિસંતાં સમયાકાર;
પહેલાં જો એહનેં પુછસુંજી, તો નહી લિયે અમ ઘરે અહાર.
સાધુ૰ ૧૭

મોદિક-થાલ ભરિ કરિજી, વોહોરાવેં તિસરિ વાર;
૪૭ કેસ્ન-જમણ-તણા લેઈનેજિ, દેવકિ-મન ભાવ ઊદાર.
સાધુ૰ ૧૮

દોહા

મુનિવર તેં પ્રતિલાભિનેં નિરખેં મુનિ-દિદાર;
મનમા સંસ[ય] ઉપનોં, તે સુણજો સુવિચાર. ૧
વાર્ત જ એ અચરિજ સારંષિ, મોસુ કહિ ન જાય;
કહ્યો સવાદ ન નિપજેં, વિણ-કહ્યો કેંમ રેવાય. ૨

દેવકી એમ મન ચિંતવિ, પ્રણમિ બે કર જોડ;
૫૩ સાધુ પ્રતે પુછતિ, આલસ અલગાં છોડ. ૩

અથ ઢાલ ૨ જિ લખિ છે

(દેસિ મૃગાપુત્રનિ૦)

મુનિવર નગરી દ્વારકાંજી, બાર જોજનરીં મંડાણ;
કૃશ્ન નરેસર રાજિયોજિરે, જેની ત્રણ ખંડમાં આંણ.
મુનિમર એક કરૂં અરદાસ. ૧ એ આંકણિ
બહુંતેર કોડ ઘર બાહરેજિ, માહે સાત કરોડ;
લોક બહુ સુખિયાં વસેંજિરે, માહે રામ-કૃશ્નની જોડ રે.
મુનિસર૦ ૨
લાખ-કરોડરાં ધણી વસેજિરે, નગરિમા બહુ દાતાર;
માહરે પુન તણેં ઉદેજિરે મુનિવર આયા તિજિ વાર રેં.
મુનિ૦ ૩
વડી પુનાઈ છે તાહરિજી; એમ બોલ્યા મુનિરાય;
દેવકિ મનમાં જાણિયોજિરે, એને વબર ન કાંય રેં.
મુનિ૦ ૪
હૂં પુછું એણેં કારણેજિરે સાધ ન લાધો અહાર;
માહરે પુન તણે ઉદેજિરે, મુનિવર આયા ત્રિજી વાર.
મુનિ૦ ૫
મુનિવર ઊતર ઇમ કહેજિરેં, નગરિમાં બહુ દાતાર;
ત્રણ સંઘાડેસું નિકલાજિરે, અમે છઆે અણગાર.
દેવકિ લોભ ન ઊહ લગાર૦ ૬
વલતા તે મુનિવર ઇમ કહેજિરેં, તું સદા મતિ આણ;
અમ પેહેલાં તેરી ગિયાજિરે, તે મુનિ દૂજા જાંણ રે.
દેવકી૦ ૭
દેવકિ મન અચરજ થયોજિ, એ કિણ માય જાયા રે પુત;
રૂપસુંદર અતિ સોભતાજિરેં, મુનિવર ટક ટકિ ભુત.
મુનિ૦ ૮

આડી ફરિને ઇંમ કહેજિરે, તમે સાંભલજો મુનિરાય;
ઉત્તપત તુંમારી કીહાંય છેજિરે, તે દેજો મુજ બતાય.
મુનિસર૦ ૯
કોંણુ નગરિથી નિકલાજીરે, તમે વસતાં કોંણુ ગાંમ;
કોહોનાં છો તુમે દિકરાજિરે, કેહેજો તેહનો નાંમ.
મુનિ૦ ૧૦
નાગસેઠનાં અમે દિકરાજિરે સુલસા અમારિ રે માય;
ભદલપુરનાં વાસિયાજિરે, સંજમ લિધો છયે ભાય રે.
દેવકી લોભ ન છેહ લિગાર. ૧૧
બત્રિસ બત્રિસ રંભા તજિજીરે, બત્રિસ બત્રિસે રે દાસ;
કુટમ મેલાં અમે રોવતાંજિરે, વિલવિલ કરતિ માય રે.
૮૧ દેવકિ લોભ ન છેહ લિંગાર. ૧૨

ઇતિ ઢાલ ૨ જિ સંપૂર્ણ

દોહા

મુનિવર વચન શ્રવણે સુંણિ, ચિંતે ચિત મુઝાર;
એહવો પરિવાર કેંમ તજિ કરી, લિધો સંજમભાર ? ૧
હાથ જોડિ ઇમ વિનવે, સાંભલજો મુનિરાય;
૮૫ સિયા દૂખથિ તુમે નિકલા, તે દેજો મુજ બતાય. ૨

## અથ ઢાલ ૩ જિ લખંતે

(અથ રાગ મારૂજિની દેસિ છે૦)

જાતો કાલ ન જાણુતાં સાંભલ રે બાઈ;
રહેતાં મેહેલ મઝાર. સાંભલ રે બાઈ.
દાસ દાસિ પરીવારસું, સાં૦
વલિ બત્રીસ બત્રીસ નારસાંભ૦
મ કરિસ મન ઉચાટ સાં૦ ૧ એ આંકણિ છે

ભગવંત નેંમ પધારિયા સાંભલ૦
સધા રે પરીવાર સાં૦
અમે ભગવંતનેં વદિયા સાં૦
વલિ સુણિયો ધરમવિચાર સાં૦ મ૦ ૨

વાંણિ સુણિ વેરાગનિ સાં૦
જાણેં અમે અથીર સંસાર સાંભ૦
સુષ જાણ્યાં બહૂ કારમાં સાં૦
અમે તો લિધો સજમભાર સાંભ૦ મ૦ ૩

ચાર મહાવ્રત આદરાં સાંભલ૦
ચારે મેરૂ-સમાંન સાં૦
તજિ સંસાર સંજમ લિયો સા૦
દિધો છકાયનોં અભિદાન સાંભલ રે૦ મ૦ ૪

માતા મેલિ અમે ઝૂરતિ સાં૦
તજિ બત્રિસે નાર સાં૦
સઘલાં વિલવલતાં રહાં માં૦
અમે તો છોડ દિયો સસાર સાં૦ [મ૦] ૫

બેલા બેલાનેં પારણે સાંભ૦
જાવજિવ નિરધાર સા૦
અંતર તેમાં કોય નહિ સાં૦
ઇંમ છય તે તપનો વિચાર [સાં૦] મ૦ ૬

આજ બેલાને પારણે સાંભલ૦
અમેં આવ્યા નગરિ મુઝાર સાંભલ૦
દો દો મુનિવર જુજવા સાં૦
115 અમેં આયા ત્રિજી વાર સાંભલ૦ મ૰૦ ૭

ઇતિ ઢાલ ૩ જિ સંપૂર્ણં

## દોહા

વલિ વલિ કીધી વીનતિ, તુમેં મોટા મુનિરાય;
ઘરમાં ત્રોટો સિયો પડ્યો, તે દિયો મુજ બતાય. ૧
વલતા મુનિવર બોલિયા, તુંમ સુણિજો બાય;
૧૧૯ ઘરમાં ત્રોટો જે પડ્યો, તે દિઉં તોય બતાય. ૨

## અથ ઢાલ ૪ થિ લખિ છે

(દેસિ પુનનિ છે)

ઉંચા મેહેલ સોહામણાં, રચિયા વિવધ પ્રકાર રે માઈ;
તદવદ રૂપેં રંભા સારખિ, પરણાં બત્રિસેં નાર રે માઈ.
પુન તણાં ફલ મિઠાં જાંણો. ૧ એ આંકણિ
પરણિનેં જવ ઘરે આવિયા, સાસુનેં લાગ્યા પાય રે મા૦
તવ વહૂનેં રિધી જે ઘણિ, આપિ તે મુજ માય રે માઈ.
પુન્ય તણા૦ ૨
બત્રિસ કોડ સોનીયા જાંણોં, બત્રિસ કોડ રૂપીયા સાર રે માઈ;
બત્રિસવિધ નાટકના રે ટોલાં, રિધી તણો નહિ પાર રે માઈ.
[પુન્ય૦] ૩
એંમ વસતું અનેંક પ્રકારેં આપિ, કુંડલ હાર સણગાર રે માઈ;
એકાવલિ મુગતાંવલિ જાણોં, કણગ રયણ વલિ સાર રે માઈ. પુ૦ ૪
બત્રિસ હાર મોતિયાં તણાં, બત્રિસ ગ્તનના જાંણુ રે માઈ;
તિસર ચોસર હાર અધ-હાર, એંમ કડગ તુડીય જાંણુ રે માઈ. પુ૦ ૫
બત્રિસ સોનાના ઢોલિયા, બત્રિમ રૂપાનાં જાણુ રે માઈ;
બત્રિસો સીંહાસન સોનાનાં, ઈમ કહિજ કલસ વખાણુ રે માઈ. પુ૦ ૬
બત્રિસ×સો× સોનાનિ કયરોટિ, બત્રિસ રૂપાનિ જાણુ રે માઈ;
બત્રિસેં તવા સોનાના, તેમ હિ જ થાલ વખાંણુ રે માઈ. પુ૦ ૭
હય ગય રથ તે દાસ નેં દાસિ, બત્રિસેં ગોકુલ જાંણુ રે માઈ;
બત્રિસેં સોના રૂપાના દિવા, વલિ દરપણ આરસિ વખાંણુ રે માઈ. પુ૦ ૮

બત્રિસ પાટ સોના-રૂપાના, ઈમ હિ જ ઘરેણા અમુલ રે' માઈ;
પગે પડંતા સાસુવે' દિધાં, એકંસો બાણું બોલ રે માઈ. પુ૦ ૯
ઈમ છયે બંધવ મલિ નારિ, એકસો બાણું જાણુ રે માઈ;
એકસો બાણુ રિધી આપનિ, આગમ-વચન પરમાંણુ રે માઈ. પુ૦ ૧૦
×ઈમ× એંણિ પરે' સુપ ભોગવતાં, નિગમતાં દિન-રાત રે માઈ;
ત્રોટા તો અમને કાંઈ નવિ હૂતોં, અમે છયેં છએ ભરાંતરે માઈ. પુણ્ય૦ ૧૧

ઇતિ ઢાલ ૪ થી સંપૂર્ણ ૪

દોહા

વાર વાર ઈમ વિનવે', તુમેં મોટા મુનિરાય;
૧૪૪ વૈઈ[રા]ગ પાંમા કિણુ-વિધે, તે વિધી દિયો બતાય. ૧

અથ ઢાલ ૫ મિ લપિ છે

[ (અરણિક મુનિવર ચાલ્યા ગોચરીએ એ દેશી) ]

નૈમ જિણંદનિ રે વાંણિ સાંભલિ, જાંણો અથિર સંસારોજિ;
કાયા માયા રે જાંણિ કારમિ, કારમો કુટમ-પરિવારોજિ.
મુનિવર ભાંષે રે શંકા મતિ કરો. ૧ એ આંકણિ છે
લાખચોરાસિ માંહે આવિયો, ભમિયો અતિ બારોજિ,
જનમ-મરણે' કરિને' ફરમિયોં, ન રહિ મણાં લિગારોજિ.
મુનિ૦ ૨
કરમ નચાયે' રે' તેંમ એ નાચિયો, વિવધ નણાવિ વેશોજિ;
પાતિક કિધા રે' જિવે અતિ ઘણાં, નહિ સુણિયાં ધરમ-ઉપદેશોજિ.
[મુનિ૦] ૩
એહવિ દેમના રે અમે સાંભલિ, જાંણિ સરવ અમારોજિ;
છએ બધવ તતખિણુ બુઝિયા, લિધો સંજમ-ભારોજિ.
મુનિ૦ ૪
પુનને' જોગે રે' નર ભવ પાંમિયો, લહિ ધરમનિ આયોજિ,
એ સુખ જોણુ રે અમે તો કારમાં, લિધો મુગતિનો સાથોજિ.
મુ૦ ૫

એહવા વચન મુનિના સાંભલિ, દેવકી કરે વીચારોજિ;
બાલા વયમાં રે સંજમ આદરો, ધન એહનો અવતારોજિ, મુ૦
છપન કોડી રે મારે સાહેબિ, સાડાત્રન કોડ કુમારોજિ;
દિકા સઘલા રે મારા રાજમાં, કોય નહિ એણેં અનુહારોજિ. મુ૦
એણિ વયમાં રે સંજમ આદરો, [પાલે નિરતિચારોજી];
ધન ધન માતા રે તાહરિ કુખને, જાયો રતન અમુલખસારોજિ.
સાધુજિના દરસણુ દેખે દેવકી.
અંગ ઉપાંગે રે સઘલાં સુદરિ, સોમવદન મુખ-સિમોજિ;
ઝોલિ પાંતરાં લિધા હાથમેં, તન સુકમાલ મુનિસોજિ.
સાધુજિના૦
ગજ જિમ ચાલે રે મુનિવર મલપતા, બોલે વચન વિચારોજિ;
રાજકુમરનિ રે દિસે ઓપમાં, જાંણે કોઈ દેવકુમારોજિ.
સાધુજિના૦
ધન ધન માતા એ જેણેં જનમિયેં, દરસણેં દોલત થાયજિ;
૧૬૯ નાંમ લિધાંથિ રે નવ નિધ સપજે, પાતિક દૂર પલાએજિ.
સાધુજિના૦ ૧

ઇતિ ઢાલ ૫ મિ સંપૂર્ણ

દોહા

આઠી ફિરિને નિગમિયા, ધન એનો અવતાર;
૧૭૧ છય સહોદર સારીખા, દિખિ એણેં અનુહાર. ૧

## અથ ઢાલ ૬ ઠિ લખિ છે

(ધારણિ મનાવે રેં મેઘકુમારને રે એ દેસિ છે૦)

નયણેં નિહાલે રે રાંણિ દેવકી રે, મુનિવર રૂપ રસાલ;
લક્ષણ-ગુણેં કરિને સોભતા રે, વાંણિ જેહેનિ વીસાલ.
નયણે નિહાલેં૦ ૧ એ આંકણી

જિણ ઘરથિ એ પુતર નિકલા રે, સુ રહ્યો હોસેં તેહને લાર;
દિસંતા દિસેં ઘણૂં સોહાંમણાં રે, નલકુબેર અણૂંહાર. ન૦ ૨
એંણે અણૂંહારે મારા રાજમાં રે, અવર ન દિસેં કોય;
જો છે તો એક મારો કરન છે રે, ઈમ મન અચરીજ હોય. ન૦ ૩
સિધો સગપણ કોય દિસેં નહિ રે, મારો હમણાં તો જેમ;
સુધી ખબર જ કાંઈ પડે નહિ રે, ઈમ કેંમ જાગેં મારો પ્રેમ. ન૦ ૪
શ્રાવકનો તો સાધું ઊપરે રે, હોવે છે ધરમ-સનેહ,
ઘણા સાધુ રે દિઠા પૂરવે રે, છસું જાગ્યો કેંમ પૂરવ-સનેહ ? ન૦ ૫
જાતાં દિઠા રાણિ દેવકી રે, ઘણૂં થઈ દિલગિર;
૧૮૩ હિયડો ફાટો તેનો અતિ ઘણો રે, નયણેં વિછુટા રે નિર.
નયણેં૦ ૬

ઇતિ ઢાલ ૬ ઠિ સંપૂર્ણં

દોહા

બાલપણેં ખોટ્યો હતો, એમંતો અણગાર;
આઠ જણિય બાઈ દેવકિ,×મિલ્યો×કોઈ નહિ ભરત મુઝાર. ૧
એહવા પુત્ર જનમાં વિના, કેંમ થાએ આણંદ;
માહરો સંસય છે ઘણો, તે ભાંગેં નેમ જિણંદ. ૨
દેવકી મન સંસય થિયો, જાઉં પુછિ એહ નિરધાર;
કેવલગિનાનિ મન તણાં, સંસય ભાંજનહાર. ૩
ઈમ ચિંતવી રાણિ દેવકી, વંદન જિનરાય;
૧૯૧ સાંમગરિ સરવે સંજ કરિ, હરખ ધરી મન માહેં. ૪

## અથ ઢાલ ૭ મિ લખિ છે

[ (ઢાં રે લાલ રિખપજીર આ માનવી એ દેશી) ]

હરે લાલ ચાકર પુરખ તેડાવિને, દેવકી રાણિ બોલે ઈમ વાંણ રે લાલ;
પિમામેવ ભા દેમાણૂપિયા, તુરત વેગેં રથ જોતર આણ રે લાલ.
નેમવંદણ જાયસ્ં૦ ૧ એ આંકણી છે૦

ચાકર સુણિ હરષિત થયો, ગિયો×જિહાં× રથસાલા માંહે રે લાલ;
તિહાં જઈ નેં સજ કરા, રથ રૂડા વિસરાલ રે લાલ.
નેમ० ૨

ચાલે ચાલ ઉતાવલિ, ઉપગરણ હલવા જાંણુ [ રે લાલ; ]
બાહેરલિ ઉવઠાંણસાલમેં, રથ ઉભો રાષો આંણુ રે લાલ.
નેમ० ૩

ધોલાં નેં માતા ઘણાં, વલિ છોટિ સિંગડીયાં જાંણુ રે લાલ;
દિસે ઘણું સોહામણૂં એહવા વૃષભ તું આંણુ રે લાલ.
નેમ० ૪

સરષા નેં વલિ ચાદાં નહિ, એહવિ જુવાંન બલધનિ જોડ રે લાલ;
ચાલે ચાલ ઉતાવલિ, જેહને સિંગે પૂછે નહિ ષોડ રે લાલ.
નેમ० ૫

હારે લાલ બલધાં નેં ઝૂલ સોભતિ, વલિ સોનાનિ નાથ રસિલ રે લાલ;
સોને મઢિ તે સિંગડિ, વલિ ગલે ઘુઘરમાલ રે લાલ.
નેમ० ૬

ષેચિત સોનાંનિ રામડી, વલિ સોના પટારા જોત રે લાલ;
માથે તે ઘાલો સેહરા, તું એ ણિ પરે કરે ઊદ્દોત રે લાલ.
નેમ० ૭

વલિ રથ તે સણગારિયો, તે સુત્ર છે વિસતાર રે લાલ;
બલદ જોતર્યું જોતરિ, લાયો ઉવઠાણસાલ મુઝાર રે લાલ.
નેમ० ૮

નાઈ-ધોઈ મંજન કરિ, વલિ પેહેરાં નવ-નવા વેસ રે લાલ;
માંણિક-મોતિની મુદ્રીકા, વલિ ઘરેણાં હાર વિસેસ રે લાલ.
નેમ० ૯

આડંબર કરિ અતિ ઘણો, આવિ બેઠા રથ માંહે રે લાલ;
આ[ગ]લ બાંદિ મિકલિ, રથ બેઠા દ્રઢ થાય.
નેમ० ૧૦

માથે તે લિધી શાહિલી રે લાલ, વલિ ચાલાં તે મધબજાર રે લાલ;
ચતુર બેઠો સારથીયો, એહ મહરત તણોં આચાર રે લાલ.
૨૧૪ નેમચંદણ૰ ૧૧

ઇતિ ઢાલ ૭ સંપૂર્ણ

દોહા

નગર મધ્યેથી નીકલિ, માથેં બહૂ પરિવાર;
૨૧૫ નેમ જિણંદ જિહાં સમોસરા, ચાલા તેણિ જ ઠાર. ૧

અથ ઢાલ ૮ મિ લષિ છે

(કરમ-પરક્ષા[-કરણ] કુમર ચલો રે એ દેસિ)

ધજા નેં પતાકા હો દિઠા રાંણિ દેવકી
એ પ્રભુ-અતિશયનિ રે વાત;
વિનય આદરી હો ઉતમ સાધુનો રે
એ તો છે જગતવિખ્યાત.
સાંસો તો નિવારો હો તમેં પ્રભુ નેંમજિ રે. ૧ એ આંકણિ છે
રથનેં ઉપરથિ હેઠી ઉતરિ રે, દાસિયા નેં પરિવાર;
પાએ નેં અણૂવાંણે હો રાંણિ દેવકિ રે, સાચવિ અભિગમ સાર.
સાંસો૰ ૨
દેઈ પરદખણાં વંદા નેંમજિ રે, પાચેં અંગ નમાય;
દોગુણુ હિચણુ હો ભુતલ થિપિનેં રે, મસતગ ભોય લગાય.
સા૰ ૩
છય મુનિવર દેખિ સાંસો ઉપનો રે, હૂ કેંમ થઈ રે ઊદાસ;
સાસો-નિવારણ હો કારણ આવિયાજી, આવ્યાં શ્રી નેમ જિણંદ પાસ.
સા૰ ૪
ગુણ અનંતા હો પ્રભુજિ તમતણાં રે, જો હોએ જિભડી અનેક;
રાગ નેં દ્વેષ હો સાંમિ નિવારીયાજી, મહૂ માથેં છે મન એક.
સાં૰ ૫

ધન દિવસ હો ધન આજનિ ઘડિ રે, ભેટીં સરણ-તારણ જિહાજ;
મનનાં મનોરથ પ્રભુ માહરા રે, તુમેં દેખિ રહા છો મહારાજ.
૨૨૯ સાસો તો નિ૦ ૬

ઈતિ ઢાલ ૮મિ સંપૂર્ણ

દોહા

દેઈ પરદખણા વાંદતાં, બોલા શ્રી જિનરાય;
જિણ કારણ તુમેં આવિયા, તે સુણજો ચિત લગાય. ૧
નેમ કહેં સુણો દેવકી, સાંસો ઉપનો તુજ;
છ્ય મુનિવર દેખિને, તુ પૂછણ આવિ મુઝ. ૨
તે હેત કહે વૃત દેવકિ, જોડિ દોનું હાથ;
સાંમિ સંસો તે ખરો, તે ભાંખો શ્રી જગનાથ. ૩
એ છે તારા દિકરા, તું સંકા મ કરે કાય;
૩૭ છ્ય વેરણ તે આવિયાં, તેનિ તુ છે માય. ૪

અથ ઢાલ ૯ મિ લખિ છે

(પુત્ર તુમારા દેવકી એ દેસિ છે)

તિન સંઘાડે મુનિવર તુમઘરેં, આવ્યા ત્રિજી વાર;
તે દેખિને સાસો ઉપનોં, છ્ય એક અણહાર.
રૂડે રૂપે રે પુત્ર તમારા, રાંણિ દેવકી રે. ૧
નાગસેઠ-સુલસા-ઘર વધીયા, મ કરે સકા લિગાર;
દેવકી રાણિ તારા જનમા, નલકુબેર અણહાર.
રૂડે રૂપે એ આકણિ છે૦ ૨
નહિ નિસચેં સુલસાના જાયા, માનો વાત હમારિ;
ઉદર તમારે એ આલોટીયા, નહિ કોઈ માતા અનેરિ.
રૂ૦ ૩
કિણવિધ પુત્ર અમારા પ્રભુજિ, જોડી દોનુએ હાથ;
એ જાયાનો મરમ નહિ જાણું, તે ભાષો મુઝ નાથ.
રૂ૦ ૪

જિવજસા તાહરિ ભોજાઈ, બોલિ તે અણુ-વિમાસ;
એમંતા રૂષિ આવંતા દિઠા, તેહનિ કીધી હાંસ.
રૂડે રૂપે૦ ૫

ધન-જોવન-મદનિ માતિ, બોલે તે ખોટિ રિત;
આવો ને એમંતા મુનિવર, મલિને ગાઈં ગિત.
રૂડે૦ ૬

મુરખણિ ગિતાની માતી, ખબર પડેં લાતારિ;
દેવકી-ગરભ જે સાતમોં થાસે, તે તારા કુલનોં ખેકારિ.
રૂ૦ ૭

જરાસંધનિ તૂં થઈ દિકરી, કંસ તણિ ધણિયાંણિ;
મારો બોલ પાછો નવિ ફરેં, તે તે વાત ન જાંણિ.
રૂ૦ ૮

એહ વચન સૂણિ કરિનેં, કંસનેં જાય પુકારિ;
અંમંતે રૂષિઈ વચન કહ્યાં જે, તે મુઝનેં દુઃખકારી.
રૂ૦ ૯

તેહ વચન સુણિકેં ચેંતે, કિધો એક ઉપાય;
વસુદેવજિ પાસેં બોલ જ લિધો, દેવકિ-ગરભ જે થાય—
રૂડે૦ ૧૦

તે બાલક તો અમ ઘર વાધે, તવ ×તે× માનેં વસુદેવ;
કંસ રાય તિહાં રાજી હૂવો, સુખ ભોગવે નિતમેવ.
રૂડે રૂપે૦ ૧૧

જે જે ગરભ ધરે છે દેવકી, તવ તિહાં કંસ રાય;
૨૬૨ સાત ચોકી તે ઉપર મેલે, કપટેં ખેલેં દાવ.
રૂડે રૂપેં પુત્ર૦ ૧૨

ઇતિ ઢાલ ૯ મી સંપૂર્ણં ૯

દોહા

તિણેં કાલેં તિણેં સમેં, ભદ્દલપુર છે ગાંમ;
નાગસેઠ તિહાં વસેં, સુલસા ઘરૂણિ નામ. ૧

ધણુ કંણ કંચન અતિઘણોં, ઘિધી તણો નહિ પાર;
પણુ ભરત-વછા તે સહિ, સેચે રદય-મોઝાર. ૨
તવ તે છોરૂ કારણે, હરણુગમેષિ દેવ;
૨૬૮ આરાધે એક મને, નિત નિત કરતિ સેવ. ૩

અથ ઢાલ ૧૦ મિ લષિ છે

(દેસિ પૂનની૦)

કટલે કાલે સેવા કરતે, તુંઠે દેવ તિહાં આય રે માઈ;
કિણુ કારણુ મુજને રે સેવે, સિયાનિ છેં તુને ચિંતાય રે માઈ.
પુન્ય તણા ફલ મિઠાં જાણો ૧ એ આંકણી છે૦

વલતી સુલસા એંણિ પરે બોલે', જોડી દોનું હાય રે દેવા;
જિણુ કારણુ મેં તુઝને આરાધો, તે સુંણજો તુમેં નાથ હો દેવા.
પુન્ય૦ ૨

ધન તો મારે ભરીયા ભંડાર, તેનિ ગરજ કાંય ન દેવા;
મુવા બાલક જો જિવતાં થાયે, તે મુજ સગતિ કોઈ આપો હો દેવા.
પુ૦ ૩

વલતું દેવતા ઇણિ પરે બોલે, તું સાંભલ મોરિ વાત રે માઈ;
મુઆ બાલક જે જિવતા થાએ, તે મુજ સગતિ ન કોય રે માઈ.
પુ૦ ૪

વલતિ સુલસા એણિ પરે બોલે, તુ સાંભલ મોરી વાત રે દેવા;
મુવાં બાલક જો તુઝથિ ન જિવે, તો દિયો અવર ઊપાય હો દેવા.
પુ૦ ૫

કોથલિમાં જે તું નાંણું ઘાલે, તેતલુ નિકલાય રે માઈ;
પુરવે' પુન સંચ્યા રે હોવે, તો સરવે વાતુ થાય રે માઈ.
પુ૦ ૬

વલતિ સુલસા ઇણિ પરે' બોલે, સાભલ તું ચિત લાય રે દેવા;
તુઠો પણુ અણુનૂકા સારયો, મોરી ગરજ સરિ નહિ કાય હો દેવા.
પુ૦ ૭

વલતો દેવતા ઇણિ પરે બોલે, તું સુણજે ચિત લાય રે માઈ;
તરત કાલેં જે બાલક જનમેં, તે તુઝને દિઉં લિયાય રે માઈ.
પુ૦ ૮

હલતિ સુલસા ઇણિ પરે બોલે, સાંભલ તું સુખદાય હો દેવા;
સ્યૂ હું જાણૂં તુ કોઈના રે લાવેં, તે મુજનેં ન સહાય રે દેવા.
પુ૦ ૯

કંસ રાય જે મારણ માગ્યા, દેવકી કેરા નંદ રે માઈ;
તે તુજને સંહારિ દેસું, કર દેસું આણંદ રે માઈ.
પુ૦ ૧૦

સુલસા સુંણિને રાજિ હૂઈ, દેવ ગિયો નિજ ઠાંમ રે માઈ;
૨૯૧ અવધી-ગિયાંને વિચારિ જોઉં, અનૂકંપા મન આંણુ રે માઈ.
પૂન્ય તણા૦ ૧૧

ઇતિ ઢાલ ૧૦મી સંપૂર્ણ

દોહા

તુય નેં સલસા બેહૂં જણું, ગરભ સમકાલે કિધ;
જનમ-અવસર જાણિને, તુઝ કુવર તેણેં લિધ. ૧
તે લેઈ સુલસાનેં દિયો, કુઅર અતિ સુખમાલ;
મરતક બાલક સુલસા તણાં, તે લેવે દેવ તતકાલ. ૨
તે લઈ તુઝ પાસેં ઠવ્યાં, છયે એણિ પર જોય;
નિદરા મુકિ ગરભ પાલટો, તે નવિ જાણે કોય. ૩
મરતક બાલક કંસે લિયા, તે જાંણેં સહુ કોય;
છય કુવર મોટા થીયાં, ભણિ ગણિ પંડીત હોય. ૪
બત્રિસ બત્રિસ કંન્યા વરચા, એક લગન સુખકાર;
પંચ વિષયસુખ ભોગવેં, દેવ દોગંધિક અનુહાર. ૫
વાંણિ સુણિ વૈરાગનિ, છય લિધો સંજમ-ભાર;
એ છય પુત્ર છે તાહરા, તું સંકા મ કરે લિગાર. ૬
તવ સંકા સહૂનિ ટલિ, વાંદિ નેંમ જિણંદ;
૩૦૫ સાધુ પાસેં આવ્યા સહિ, આંણિ અધીક આંણંદ. ૭

## અથ ઢાલ ૧૨ મિ લખિ છે

(ધન ધન જે મુનિવર રંગે રમા એ દેસિ છે)

દેવકી તો આઈ હો નંદન વાંદવાજિ રે,
હયડે ઉલસિxતx હરષિત થાય રે;
નિજ બાછરડૂ નિરખિ કરિ રે, જેંમ નવ-પરસુતા ગાય રે
દેવકી તો આઈ રે નંદન વાંદવા રે એ આકણિ. ૧

દેહ પ્રફુલિત તિહાં અતિ ઘણિ રેં, રોમરોમ ઉલસિત તનસાર રે;
ત્રટકે ત્રૂટિ કંસ કંચુવા તણિ રે, થાંનેં વછુટિ દૂધનિ ધાર રે.
દે૦ ૨

અખિમાં બાહમાં [ માયે] નહિ રેં, જોવતાં લોચન ત્રપત ન થાય રે;
તન મન રોમાંચિત હવા રે, નજર ન પાછી પેચાય રે.
દે૦ ૩

છ્ય સહોદર દિઠા સારિખા રે, દેવકિ તો રહિ સાંમુ નિહાલ રે;
નેંત્ર ભરાં આસુડા થકી રે, જાણે ત્રૂટિ મોતિડાનિ માલ રે.
દે૦ ૪

વલિ નિજ અંગજ નિરખિ કરિ રે, ઉલસો અતિઘણો નેહ રે;
ઘરે જાતાં પગ વહે નહિ રે, ફિરી ફિરી વાંદે વલિ તેહ રે.
દે૦ ૫

વંદિ ભગવંતનેં ભલે ભાવસુ રે, દિઠા બેઠા નેં ઉભાય રે;
અધેન અપૂન અક્લ ચંતવે રે, મોહ-તણે વસ દૂષણિ થાય રે.
દે૦ ૬

ઘરે આવિ શંણિ દેવકી રે, આરત રૂદ્ર મન ધ્યાય રે;
એહવે અવસરે કરન આવિયા રે, માતાના વાંદવા પાય રે.
દેવ૦ ૭

ઈતિ ઢાલ ૧૧ મિ સંપૂર્ણ ૧૧

દોહા

ક્રૂષ્ણને દૂરથિ દેખિને, આજ પરાં દિલગિર;
પગેં લાગો જાંણેં નહિ, નયણેં [ઝરે] તસ નિર. ૧

કહો માતા કેંણે દૂહવાં, કેંણે લોપિ તુજ કાર;
વલિ વલિ ક્રૂસ્નજિ વીનવે, પણ ઊતર ન દિયે લિગાર. ૨

હાથ જોડિ માધવ કહેં, તમેં સાંભલજો મોરિ માય;
૩૨૬ મુજને વાત કીહા વિનાં, ગરજ સરે નહિ કાંય. ૩

અથ ઢાલ ૧૨ મિ લખંતે

(રાંણપુરૅ રલિયામણોં રે લાલ એ દેસિ છે)

હૃ તુજ આગલ સિ કહૃ કંનીયા, વીતક દૂખડાનિ વાત રેં
ગિરધારિ લાલ
દૂખણિ નારિ છે ઘણિ કનીયા, પણ ઘણિ યારિ માય રે
ગિરધારી લાલ
હૃ તુ૦ ૧ એ આંકણિ છે

જનમાં મે તુજ આરીયા ક૦ એકણુ નાલે માત રે ગિ૦
એક મેં દૂલગાવ્યો નહિ ક૦ ગોદ લેઈ ખિણમાત રે ગિરધા૦
દૃ૦ ૨

તે વછ વધીયા સુલમા-ઘરે કનૈયા૦ હૃ નિજ રે આઈ દિય રે ગિ૦
વાત કહિ પ્રભુ નેંમજિ ક૦ જિણમેં મિન ન મેય રે ગિર૦
દૃ૦ ૩

છ તો નાગ-ઘેર ઊઝરા કં૦ સુલમાનિ પુરિ આમ રેં ગિર૦
રાજરિધ છોડી કરિ ક૦ દિખમા લિધી પ્રભુપાસ રે ગિર૦
દૃ૦ ૪

છ તો વય અલગા રહ્યા ક૦ એક આયો તુ મૂઝ પાસ રે ગિ૦
તુને પણ નવિ આયગ્યો ક૦ મુજ આવ્યો તું છઠ માસ રે ગિરધા૦
દૃ૦ ૫

સોલ વરસ અલગો વધો ક૦ તું પણ જમુનાંને તીર રે ગિર૦
નંદ-જસોદાને ઘેર રે ક૦ તે નાંમ ધરાવ્યો આહેર રે ગિરધારિ૦

હૃ૦ ૬

સોળે વરસ અલગો રહો ક૦ પછે ઊઘડિયાં થારાં ભાગ રે ગિર૦
જલજુમુનામે જાયને ક૦ તે નાથો કાલિનાગ રે ગિ૦

હૃ૦ ૭

બાલપણાંના બોલડા ક૦ મેં એકે ન પુરી આસ રે ગિર૦
આસ-વલુધી હૂં રહિ ક૦ ભારે મુઈ દસ માસ રે ગિરધારી૦

હૃ૦ ૮

હલકે ન દિધો હાલરો ક૦ પારણિયે પોઢાય રે ગિ૦
હાલરિયા દેવા તણિ ક૦ મારિ હોસ રહિ છે મનમાહ રે ગિર૦

હૃ ગુજ૦ ૯

જગમે મોટિ મોટિ મોહનિ ક૦ ઉદય થઈ માહરે આજ રે ગિર૦
કે જિવ જાંણે માહરો ક૦ કે જાણે શ્રી જિનરાય રે ગિરધારી૦

હૃ૦ ૧૦

આગણેં ન કરાઈ થડિ ક૦ આગલિઈ વીલગાય રે ગિર૦
સાંઈ માઇ ન મિલીયો ક૦ હૃ જામણ કિમ કેવરાય રે ગિ૦

હૃ૦ ૧૧

કિધાં યાદ આવેઆ નહિ ક૦ મેં કીયા કરમ કઠોર રે ગિર૦
ભવાંતરે કીધા હસે ક૦ મે કેઈ પાપ અઘોર રે ગિ૦

હૃ૦ ૧૨

મેં પખિ-માલા ત્રોડિયા ક૦ કે બાલ વિછોવાં કીધ રે ગિર૦
૩૫૨ જિવજયણા કીધી નહિ ક૦ કે કુડા આલ દિધ રે ગિરધા૦

હૃ ગુજ૦ ૧૩

ઇતિ ઢાલ ૧૨ મિ સંપૂર્ણ

દોહા

પુરવ-સમંધી દેવતા, તેડાવું મોરી માય;
૩૫૪ તુજ મનોરથ પૂરવા, કરિસ કોડ ઊપાય.

## અથ ઢાલ ૧૩ મિ લષ્યંતે

(દેસિ ચંદ્રાવલાનિ છે)

વલતા ક્રસનજિ ઇમ કહે હો, માજિ ચંતા મ કરો લિગાર રે;
જેંમ તુમ નંદન થાયસે હો, તેંમ હું કરિસ વિચાર.
તેમ હુ કરીસ વીચાર રે માઈ, મનમેં ચિંતા મ કરો કાંઈ;
દેજો સુજને ભલિ વધાઈ, જબ જનમેં મારો નાંનેરો ભાઈ.
જિયો માતાજિ જીયો. ૧ એ આંકણિ

માતાનાં ચરણ નમિ કરી હો, આયો પોષધસાલ રે;
હરણક્રમેષિ દેવતા હો, મન સમરેં તતકાલ.
મનં સમરે તંતકાલ સુરારિ, ભાવ-ભગત ચિતમેં ધારી;
દેવતા કહેં આય તેહિવારી, એહવો સંકટ કર્યો કેંમ ભારિ.
જિયો કાંનજિ જિયો. ૨

દેવ કહે ક્રસનજિ પ્રતે હો, કેમ તેડાવ્યો મોય " રે;
કારજ કહો મૂજને મહિ હો, જે કરવું હોય [તોય રે].
[જે કરવુ હોય] કાંમ તે ભારિ, અમે છઉ તુંમને હિત જ કારિ;
[આદેશ દ્યો અમને સુખકારી] કાંમ કહો તે તે સુભ સારિ.
જિયો કાંનજિ જિયો. ૩

દેવ પ્રત્યે ક્રસ્નજિ કહે હો સુંણો તમેં ચિત ધારિ;
લઘુ બાંધવ માગુ સહિ હો, ક્રીપા કરો [તુમે સારી].
[ક્રીપા કરો] હરણગમેષિ સારી, હોવે બાલક લિલાકારિ;
સુષ પામેં જ્યૂં માતા હમારિ, જાદવકુલમાં જેજેકારિ.
જિયો દેવાજિ જીયો. ૪

દેવકીનંદન આઠમો હો, જેંમ થાએ તેમ જેમ;
એણ કારણ તુમનેં મમર્યા હો, ઉર નહિ કોઈ પ્રેમ.
ઉર નહિ કોંઈ પ્રેંમ હમારે, બાલકનિ લીલા મનમેં ધારે;
માતાજિનેં હોએ જગ આધારે, પુત્ર દેખે માતા જિમવારે.
જિયો દેવાજિ જીયો. ૫

અવધીગિનાંન પ્રયુજિનેં હો, દેવ કહે તેણિ વાર રે;
દેવલોકથી ચવી કરી હો, દેવકી-કુખેં અવતાર.
દેવકી-કુખેં અવતાર તેં થાસેં, [સવા નવ માસ જીવારે થાશે];
પુત્ર જનમેં મહા સુખ પાસેં, દરસણ જેહનેં સહૂનોં સુહાસે.
જિયો કાંનજિ જીઓ. ૬

ભણિ-ગુંણી જોવન પામસેં હો, પુત્ર હોસેં માહા મોટો;
પણ દિખમા લેમે મહિ હો, વચન નહિ હમ ખોટો.
વચન નહિ હમ ખોટો થાએ, માતાનેં દિધી આય વધાઈ;
માતાનેં હયાડે હરખ ન માય, કરનજિ મનમેં આંણંદ પાય.
જિયો માતાજિ જીયો. ૭

વલતા કરનજિ ઇમ કહે હો, સાંભલો મોરિ માય રે;
દેવરૂપી કુવર હોસે હો, [દેજો મુજ વધાય].
દેજો મુજ વધાઈ રે માતા, પુત્ર હોસે જગત-વિખ્યાતા;
મનમેં રાખો તમેં સુખ-માતા, થાસે લઘુ બંધવ મુજ ભરાતા.
જિયો માતાજિ જીયો. ૮

વચન સુણિ કરનજિ તણા હો, ઊપનો મન આંણંદ રે;
વલતિ દેવકીજી ઇમ કહે હો, તુ મૂજ કુલનો ચંદ.
તુ મુજ કુલનો ચંદ રે ભાઈ, મારિ ચંતા દૂર ગુમાઈ;
કરનને સતોખિ ની જમાઈ, પછે સુખ વિલસેં અવાસમેં જાઈ.
જિયો કાંનજિ જીયો. ૯

એંણે અવસરેં દેવથી ચવિ હો, દેવકી-ઉદર ઊતપન;
સહ સુપન દેખિ કરિ હો, મનમાંહિ હૂઈ પરસન. ૦

મનમાંહે હૂઈ પરસન સોભાગિ, જાય પિઉને પુછવા લાગિ;
પિઉ કહે સુણો વડભાગી, પુત્ર હોસે વલિ ગુણનો ગગિ.
જિયો કુંવરજિ જીયો. ૧૦

એહ વચન સુણિ કરી હો, સુખે ગુમાવે કાલ રે;
સવા નવ માસે જનમિયો હો, કુઅર અતિ સુખમાલ.
કુઅર અતિ સુખમાલ દેખિને, [નામ દીઓ ગજસુકુમાળ હરખીને];
હરખ પામે ગજસુખમાલ નિરખિને, ત્રિણી મહૂકો ગુંણ પરખિને.
જિયો કુઅરજિ જીયો. ૧૧

હવે માતાજિ નીજ પુત્રને હો, રમે રમાડે બાલ રે;
મનના મનોરથ પુરા કરે હો, હાથે હાથ વિસાલ.
હાથે હાથ વિસાલ રે બાઈ, રમે રમાડે બાલ ઉમાઈ;
હાલરડાં-હૂલરડાં ગાઈ, દિન ગમાવે રાજિ થાઈ.
જીયો કુઅરજિ જીયો. ૧૨

ગજસુકમાલ મોટો હૂવો હો, બહુ ઉછવ રંગ ભણાયો;
રૂપ વિચક્ષણ જાંણિને હો, સોમલ-ધરે વરાયો.
[ મોમલ-ધર વિવાહ મનાયો,] બહૂ ઉછવ રંગે વીવા મનાયો;
[ દિન દિન વાધે તેજ સવાયો, ] જાતો જાણે ન કાલ ગુમાયો.
જિયો કુઅર[જી] જિયો. ૧૩

ઇતિ ઢાલ ૧૩ મિ સંપૂર્ણ

દોહા

ઇણે અવસર શ્રી નેમજિ, કરતા ઉગ્ર વિહાર;
ભવિક જિવને પ્રતીબોધવા, છોડવતા સસાર. ૧

એક દિન નેમ પધારિયા, સોરઠ દેસ મુઝાર;
દ્વારકાં-નગરી આવિયા, નંદન-વનહ મુઝાર. ૨

આગના લેઈ વનપાલનિ, ઉતરિયા તિણ ઠાર;
સંજમ તપે કરિ સોભતા, બહૂ ગુણના ભંડાર. ૩

## અથ ઢાલ ૧૪મિ લષિ છે

( એ દેસિ પરવસન સોહાણા રે એ દેસિ છે )

નેમ જિણુંદ સમોસરા રે [લાલ], નિરલોભિ નિર-માય રે,
જિણંદ રાય
દરસણ દિઠો તેહનો રે લાલ, ભવભવના દુષ જાય રે,
ભવિક જિન
નેમ જિણંદ સમોસરા રે લાલ ૧ એ આકણિ છે

સેહેમ અઢારસે સાધુજિ રે [લાલ], માધવી ચાલિસ હજાર રે,
ભવિક જન
જાણે આણુ મનાવતા રે લાલ, સામનના સિરદાર રે,
જિણુંદરાય નેમ જિણંદ૦ ૨

ચોત્રિસ યતિસયસોભતા રે લાલ, વાણિ પાત્રીસ સાર[રે] જિણ દ૦
સુભ લક્ષણ સોહામણા રે લાલ, આઠ ને એક હજાર રે
ભવિ૦ નેમ૦ ૩

પ્રભુ દરસણ દેષિ કરી રે, હરષે વાંદિ પાય રે જિણ૦
વનપાલ તવ ઊતાવળો રે લાલ, કૃસ્નજિ પાસે જાય રે
ભવિક૦ નેમ૦ ૪

વનપાલ તિહા આવી કરિ રે, જોડી બેહૂ હાથ રે જિણદ૦
શ્રી કૃસ્નજિ પાસે જાય એમ કહે હો લાલ, તુમે સાભળજો નરનાથ રે
ભવિક૦ નેમ૦ ૫

દરસણ જેહનો ઇછિતા રે લાલ, કરતાં મનમે ચાય રે ભવિક૦
પિહરીયા ષટકાયના રે લાલ, શ્રી નેમ જિણંદ રાય રે
ભ૦ નેમ૦ ૬

નામ-ગોતર સુણિ રીઝતા રે, ધરતા મન અભિલાષ રે સુગણ નર
તે શ્રી નેમ પધારિયા રે લાલ, વનપાલ એ માહા દાવ રે
ભવિ૦ ને૦ તારણ પુરષ પધારીયા રે લાલ.

દિણિ દેત વધાંમણિ રે લાલ, પાંમિ'મન આંણુંદ રે સૂગણ નર
તેહ વચન સુણિ કરિ રે લાલ, તવ તે હરખા ગોવિંદ રે.
ભવિક૦ નેમ૦ ૮

આસનથિ ઉઠિ રાજીયો રે, સાત આઠ પગ સાંમોં જાય રે સૂગ૦
પ્રભૂજિનેં કિધી વંદના રે લાલ, પછે બેઠા નિજ ઠાંમ રે.
ભવિ૦ નેમ૦ ૯

ક્રસ્નને' દિધી વધામણિ રે લાલ, બોલિ મધુરિ ભાંખ રે સૂ૦
સોનીયા દિધા માંમટા રે લાલ, માહિ બારે લાખ રે સૂગણ૦
નેમ૦ ૧૦

વનપાલ આવિ કરી રે લાલ, પછે ચાકરનેં તેડાય રે સૂ૦
કઉમુદિ–ભેર વજડાવીયાં રે લાવ, તે સાંભલિ સજ સહૂ થાય રે.
સૂ૦ નેમ૦ ૧૧

ઉઠોને' લોક સતાબ–સૂ રે લાલ, રખે અવેલુ થાય રે સૂગણ૦
એક ઘડી દરમણ વિનાં રે લાલ, વિણ લાખેણિ જાય રે સૂગ૦
નેમ૦ ૧૨

. કોઈ કહે દરસણ દેખમાં રે લાલ, કોઈ કહે સુણવા વાંણુ રે સૂગ૦
૪૩૬ કોઈ કહે માંમો છેદમાં રે લાલ, કોઈ કહે [કુ]તુહલ જાંણુ રે.
સૂગણ૦ નેમ૦ ૧૩

ઈતિ ઢાલ ૧૪ સંપૂર્ણ

દોહા

ઈમ વિવિધ પર ચિંતવી, નરનારિનાં વૃંદ;
૪૩૮ પંચ અભિગમ માંચવિ, જઈ વાંદા નેંમ જીણુંદ. ૧

અથ ઢાલ ૧૫ મિ લખિ છે

(સોરઠી દેસિ છે)

સોરઠ દેસ મુઝાર દ્વારકાં–નગરી સાર;
આજ હો વસુદેવ રાજા રાજ કરે તિહા જી. ૧

ભાઈ દસે દસાર, બલભદ્ર કાંનકુમાર,
આજ હો દિપે રે સોહાગણ રાણિ દેવકી જી ૨
તત પુત્ર લઘુ રસાલ, નામ ગજસુખમાલ,
આજ હો માતાપિતાને વાનો પ્રાણથિ જી ૩
આંવા સુણિ નેમ જિણંદ, સાથે સુનિ નર વૃંદ,
આજ હો સામિ સુખદાયક સમોસર્યા જી ૪
જાદવ બહૂ પરિવાર, મન ધરી હરખ અપાર,
આજ હો ક્રસ્નાદિક મહૂ ઉછરંગે ભર્યા જી ૫
કરિને અૠઅ તમામ, વંદણ નેમ જિણંદ સામ,
આજ હો ગજસુકમાલને સાથે લેઈને જિ ૬
વીધીસુ વાંદિ જીનવર-પાય, તવ તે દોનુ ભાય,
આજ હો ઉચિત થાનક આવિ બેઠા સહિ જી ૭
તવ તે જિન હીત આણ, ભાષે મધુરિ વાણ,
આંજ હો ધરમ-કથા બહૂ વિસતારથિ જી ૮
સુણિ દેસના તેણિ વાર, બુઝા નર ને નાર,
આજ હો વાદિ વરત ગ બહૂ વિસતારસૂ જિ ૯
વાણિ સુ ણિ ક્રસ્નરાય વાંદિ જીણુવર-પાય,
૪૪૮ આજ હો જેમ આવ્યા તેમ નિજ ઘરે ગયા જિ ૧૦

ઈતિ ઢાન ૧૫ સપૂર્ણ

દોહા

જિનવર-વાણિ શ્રવણે સુણિ, બુઝા ગજસૂકમાલ,
૪૫૦ ઘરે આવિ માતા ભણિ, બોલે વચન રસાલ ૧

**અથ ઢાલ ૧૬ મિ લ૦**

( નદિ જમુના કે તિર ઉડે દોય પખિયા એ દેસિ છે )

વાણિ શ્રી જિનરાજ— તણિ કાને પડિ
[ રે માઈ ] અંતર હયાની આપ આજ મારિ ઉઘડી

| | |
|---|---|
| વલતિ તે બોલે માતા | હૃ વારી તાહરી |
| રે જાયા પ્રભુજિનિ વાંણિ | પુન્યાઈ તાહરી. ૧ |
| કહિ છે શ્રી જનરાજ | સાચિ મેં સરદઈ |
| રેં માઈ લાગિ મિઠી જેંમ | સાકર દુધ [નેં] દહિ |
| દીઉઈં અનુમત મોય | સજમ લેસું સહિ |
| રે માઈ મ કરો આગનારિ ઢીલ | પુતરઈ ભાસડી કહિ. ૨ |
| આજ સમાજેં ધરમ | વખાંણ્યાં જિનવરેં |
| રે માઈ મુગતેં રૂચો તેહ | છેદ સકલ દુખનો કરે |
| એ મંમાર અમાર | કે છાર અમો લેખ્યો |
| રે માઈ જનમ-મરણ દુખ-કખ-કરણ | જલણ્ જલે ધખ્યો. ૩ |
| શ્રી જિનમારગ કારણ— | કારણ ઓલખ્યો |
| રે માઈ એ વીના અવર ન કોય | સકલ સાસત્રેં લખ્યો |
| કારાગાર મમાંન | આગર વિહાર છે |
| રે માઈ તજવો કોઈ ક વાર | આપરપેં તાપ-મે. ૪ |
| એક ઈહાં અણુસાર— | પણો સુખકાર છે |
| રે માઈ માત દિયો અનુમત | વાત ન કરવિય છે |
| નંદન-વચન સુણિનેં | તુરત ઝલઝલિ |
| હિન આણિ દૂખ-વાંણિ | ભાખે થઈ ગલગલિ. ૫ |
| વાંણિ અપુરવ વાત | પુતરની સાંભલિ |
| રે જાયા ઘણૂં સુખંગન આઈ | ધ્રમકી ધરણિ ઢલિ |
| હાથારી ચૂડિ માથેં | કેમ વિખરિ કરિ |
| રે જાયા દુઉ ઓઢણો દૂર | આવિ ધરણિ ઢલિ. ૬ |
| મોહ-તણેં વસ આંય | સુરત ઝાખિ થઈ |
| રે જાયા સિતલ વાય મચેત | થાય બેઠિ લઈ |
| કુવરજિ માસુ માય | રહિ છે જોવતિ |
| રે જાયા મોહ-તણે મય બોલ | કે માતા રોવતિ. ૭ |
| તુજ સુખમાંયિ વછ | વાણિ એ કેંમ પડી |

રે જાયા માહરે છે તુજ ઉપ— રે આસા અતિ બડિ
હૂ મુષમાથિ તુજ નામ ન મેલુ અધ ઘડી
રે જાયા તુ જિવન પરાણ તુ અંધા-લક્ડી ૮
ચારિત્ર છે વછ દુકર અસિધારા મહિ
રે જાયા સુગ્ગીરી તોલવો બાહે કે તરવો જલદહિ
ઉપાડી લોહ ભાગ કે ગિરી ચઢવુ સહિ
રે જાયા તુ સૂર સુષમાલ પાલે કેમ થિર રહિ ૯
દોષ બેતાલિસ ટાલ કે કરવિ ગોચરિ
રે જાયા ભમવુ ભમરા જેમ ચતા માને લોચનિ
કનક-કચોલો છોડ લેણિ વછ કાચનિ
રે જાયા જાનજીવ નિરધાર વાટ ન જોવિ પાછલિ ૧૦
જે ઈહ નોકે આ[સ]સ કે પર લોક પરસુહા
રે માઈ કાયર ને કાપુરષ— મે એ મરેવે દુનહા
રે માઈ ધીર વીર ગભીરને સિંહ દુકર ક્હા
રે માઈ માત કરી એ વાત બાહિબો સુ સુહા ૧૧
પરીસહ કેરિ ફોજ આવિ જબ લાગસે
રે જાયા સજમ-નગર સભાવ કોટ તવ ભાગસે
તારે વછ તુજ જોગ કાઈ નવિ કાવસે
રે જાયા પુન અમારૂ તામ વચન મન આવસે ૧૨
કોટે સુભટ મનો— રથ ચોકી બેસાગ્સુ
રે માઈ સત-રપક કોઠો [માહે] સમાગ્સુ
ગમતા-નાલે ગિનાનને ગોલા ભરી માગ્સુ
[રે માઈ પરિસહ કેરી ફોજ આવતી નાગ્શ] ૧૩
રાગ-ધ્રુવેષ દો ચોગ જોરાવર છુટસે
રે જાયા પુન્ય-પજિનો-માલ અમુલક લુટસે
કાતુ પિજુ વછ કપામ તે થાયસે
રે જાયા મન કેરિ હોસ મન માહે સમાવસે ૧૪

પેરિ ઊછ ક–અનાદ          પ્રાકમ-ધનુપ ગ્રહિ
રે માઈ ચિંતા પણુઉ બઈ—          ગગ બાણ ક્રિ
આમા પેહેનિ મુક્રે          હણ્મુ તે ગ્રહિ
૫૧૦ રે માઈ મમતાઈ મ મ          પાતમ્રૂ નિમચર ક્રિ ૧૫

ઈતિ ઢાલ ૧૬ મિ સંપૂર્ણ

દોહા

વતિ માતા ઇમ ક્હે, ભોગવો મમાગિ ભોગ,
૫૧૨ ભુગત ભોગિએમા પછે, તમે લેજે મજમ જોગ ૧

અથ ઢાલ ૧૭ મિ લપિ છે

( દેસિ પુરત્ણિનિ છ એ દેસિ )

તમે સ્રુભનોની મોગી માત[ા] એ તો વિરીયાગ્મ દુપ તા રે,
હે નિજ [ મન ] મમઝ ય ને[ા] મોરિ માતા
એ તો જનમ મરણ દુઃદાતા રે, હે નિજ મન મમઝાય લો મોરિ માતા,
જેણે ન પિધો ધગ્મ વિગાગ, તે તો પોહતા નગ્ક મોઝાર
હે નિજ૦ ૧
જે જે ક્ગ્મ પિધા મમાગ્મે, તે તો ભોગવે નેહ પરમ્રે રે,
હે નિજ૦ ૨
ઈણ ભવ પિડા પાવે, તે મુવ કોય ન મિટાવે, હે નિજ૦
કુગ્મ મવિ મહ કો આવે, પણ દુઃ કોય ન હટાવે રે
હે નિજ૦ ૩
તો પરભવે આમિ કોણ છરે પિધા પાપ પુન વાસિ રે, હે નિજ૦
તે એક્વડો દુઃ પામિ, મિજો કોઈ આડો ન આસિ
હે નિજ૦ ૪
ઈણ ભવથિ દ ડીયો, લઃ ચોરાસિ માહે ફિગો, હે નિજ૦
આધમરણ દ મરિયો, વાર અનંતિ દ અવતરિ[યો]
હે નિજ૦ ૫

રમણિ-રંગ પતંગા, ન પાલે પ્રિત અભંગા; હે નિજ૦
રમણિ કરાવે બહૂ જંગ, તેસું કોણ કરે ચંગ.
હે નિજ૦ ૬
વચન સુણ્યા નેંમજિનાં સાચાં, આ તો ગઢ મઢ મંદર કાચા રે; હે નિ૦
એમાં પ્રાંણિ જે માચા, તે તો મુરખ કહિઇં સાચા રે.
હે નિ૦ ૭
એ સંસારનો ઝગડો કુડો, મે તો જિનમારગ પાયો રૂડો રે; હે નિજ૦
[હું રાચું નહી એમાં ઉંડો, જેમ પાંજરામાંહે સુડો. હે નિજ૦ ૮]
માતાજિ અનુમત દિજેં, ઘડી એકનિ ઢીલ ન કિજે રે; હે નિજ૦
માતાજિ મયા કરીજેં, જેમ મુજ કારજ શીજે.
હે નિજ૦ ૯
શ્રી નેંમીસરનિ પાસ, હૃ તોં પુરિસ મનનિ આસ; હે નિજ૦
૫૩૨ માઇ જાંણો કુમર ઉદાસ, કરે વલિ ઉતર તાસ
હે નિજ૦ ૧૦

ઈતિ ઢાલ ૧૭ સપૂર્ણ

દોહા

વલતું કહે રાંણિ દેવકી, પુત્ર તું લઘૂ-વેસ,
૫૩૪ સંજમ દુકર છે અતિ, તે તુ કેંમ પાલેસ. ૧

## અથ ઢાલ ૧૮ મિ લખિ છે

(પુરવણિ ત્રિપદનિ દેસિ છે)

વલિ ઈમ કહે કુંમાર, આણિ પ્રેંમ અપાર
આજ હો અમીય-સમાણિ વાંણિ સાંભલિજી ૧ એ આંકણિ છે
ઉપનો મન વૈરાગ, સંજમ ઉપર રાગ
આજ હો ધન-સજન સહુ દિસેં કારમેં જિ. ૨
મે જાંણ્યો અતિ રે સંસાર, એક ધરમ જયકાર
આજ હો બે કર જોડિને માયને વિનવે જિ. ૩

માતપિતાના પાય, પ્રણમે સુત સુખદાય
આજ હો અનુમત દિજે માતા મુજ ભલિ જી ૪
સુણુ વછ તુ લઘૂ-વેમ, હુ કીમ દેઉ આદિમ
આજ હો તુજ સત પાખેં માવડી કેમ રહે જિ. ૫
વચન અપૂરવ એહ, શ્રવણે સુણા ગજગહેલ
આજ હો જલભર નયણે બોલે રાણિ દેવકી ૬
તે પુત્ર ન પને લિપ, પાલવિ મહગુરૂ મિપ
આજ હો ઘેર-ઘર ભીખમા ભમતા દોહેલિજી ૭
જાવજિવ નિરધાર, ચાલવો ખાડાધાર
આજ હો બાવિમ પરિસ બલવતા જિતવાજી. ૮
સાલ-દાલ ઘરત-ઘોલ, કોણ દેસે તમોલ
આજ હો કેસરિયે વાઘે ક્રમ કોણ બાંધસે જિ. ૯
નિત નવા મણગાર, કરવા મનોહર અહાર
[આજ હો અરસ નિરસ આહાર ને] મેલા કપડા જિ ૧૦
સેજ બીછાઈ ફૂલે સાર, તો પણ આવે નહી નિદ લિગાર
આજ હો ડાવ મથારે સુવો દોહિયો જિ ૧૧
પિવો જિ ઉનો નિર, સેહવો દુખ સરિર
આજ હો ભુજાઈ કરિ સાગર તરવો દોહિયો જિ ૧૨
બાવલ દેવિ જી બાથ, લોહ ચણા લેઈ દાથ
આજ હો મિણારે [દાતે] ચાવણ દોહિલા જિ ૧૩
વતનો કુવર અવિહ, વચન કહે જેમ સિહ
આજ હો કાયરનુ હયડું કપે અનિવરૂ જિ ૧૪
ર તો સિંહ જેમ સુર, પાલુ સંજમ ભરપૂર
આજ હો ચારિત્ર પ લિસિ વર મજિવરૂ જિ. ૧૫
અંગ ચઢ નાગંદ, દાંજુન દો મુણદ
આજ હો અથિર સંસારમે મનવ કેઈ આથમે જિ. ૧૬
નિરધર ગજધાર, વાસુદેવ ચક્રિ નર
આજ હો એકરા વિર પણુ કેઈ થિર નવિ રહ્યા જિ. ૧૭

તો અવરા કોણ વાત, એમ અવધારો માત
આજ હો મોહ નિવારો માવડિ મુજ-તણો જિ ૧૮
તોસુ અતતર સનેહ, જાણે એક જિવ દોય દેહ
આજ હો તુજ રે વિરહણિ માતા કેમ રહે જિ ૧૯
રૂપ-કના-ગુણ-પાત્ર, નિરૂપમ નિરમલ ગાત્ર
આજ હો સોમગિ બેટિ પરણો પદ્મણિ જી ૨૦
મિઠી પ્રભુ અમરત-વાણ મે કિધી માતા પરમાણ
આજ હો માયસુ મેરો મન ઉતર ગયો જિ ૨૧
જાણો મે તો અતિર સમાગ, લેસુ સજમભાર
આજ હો માતા મયા કરિ અનુમત દિજીઈ જિ ૨૨
પછે લેજો સજમભાર, આદરજો આચાર
આજ હો કન્યા વિચક્ષણ પરણો લાડ રે જી ૨૩
પુત્ર મો-મન હોતિ ચાત, જાણૂ ગમાડીમ વહૂના બાલ
આજ હો તુજ ઉપર મુજને આમા છે ઘણી જિ ૨૪
માતા પિતા ને ભાય, ઘણૂ મોહ લપટાય
આજ હો કહ્ન માને કુઅર સનક્ષણો જિ ૨૫
ઘણૂ રે થઈ દનગિર, નયણે વછુટા રે નિર
આજ હો વિનાપ કરે છે વસુદેવ-દેવકી જિ ૨૬
હલધર-માધવ ભાય, તતખિણ વિગર બોલાય
આજ હો મધુરે વચનસુ માધવ ઈમ કહે જિ ૨૭
કરનજિ કહે ઇમ વાય, સુણ સુણ મોરા જી ભાય
આજ હો રાજ બેસારૂ દ્વારામતિ-તણો જિ ૨૮
વરતાવુ તાહરિ આણ, કરુ ફ ફ કમ પરિમાણ
આજ હો આણ વરતાવુ સઘને તાહરિ જિ ૨૯
સુન ગહા તેણિ વાર, કરસનજિ હરષા નિવાર
આજ હો સજન પરિવાર સહુ ગાજિ હુઓ જિ ૩૦

કરવા, તે કરનજિ કાજ, લેઈ બેમારિ રાજ
આજ હો હુકમ ચાલે હવે કેહનો જિ. ૩૧
કરનજિ કહે ઇમ વાણ, ગય-હૂ[કુ]મ પરિમાણ
આજ હો હાથ જોડિ માધવ ઇમ કહે જિ. ૩૨
વરતાવો તમારિ આંણ, કરો તમે હુકમ પરિમાંણ
આજ હો આંણ વરતાવું તાહરિજી. ૩૩
વરતાવો મારિ આંણ, કરો તમ હુકમ પ્રમાંણ
આજ હો નિમા-મોછવરિ તીયારિ કરી જી. ૩૪
શ્રીભંડાર પુલાય, નવાણુ કોડ નાણું કઢાય
આજ હો વેગે રે મગાવો રથ-હય્ગણ પાતરાં જિ. ૩૫
નારાયણે નિમ કીધ, આગના સેવકને દિધ
આજ હો સાંમગરિ સરવે મજ કરો જિ. ૩૬
કુઅરને નિમચલ જાણ, માતા અમરત-વાંણ
અજ હો આસિસ દિયે છે ગંણિ દેવકી જી. ૩૭
ધન દિહાડો મારો આજ, મફલ ફલ્યા મુઝ કાજ
આજ હો ચરણે નેં થાસું શ્રી નેમનાથનેં જિ. ૩૮
વાજાં ને રે નિસાંણ, બેસાડી સિબિકા આંણ
આજ હો આંણિ સોપા છે શ્રી જગનાથનેં જિ. ૩૯
રહે તે, એહને માત, તન હુનો છઇ ને કંત
આજ હો તમને સોપુ છુ પ્રભુજિ મિષ ભણિ જિ. ૪૦
પ્રભુજિઇ દિક્ષા રે દિધ, કુઅરનું કારજ સિધ્ધ
અજ હો માતપિતા કુઅર પ્રતે ઇમ કહે જિ. ૪૧
ધરજો મન સુભ ધીયાંન, દિન દિન ચઢતે વાંન
આજ હો મધ-તણિ પરે મજમ પાલજો જિ. ૪૨
તવ તે દેવકી નાર, કહે પ્રભુજિને તિવાર
આજ હો તપ કરતાં એહને વારજો જિ. ૪૩

એણે એ ભવહ મુઝાર, દૂખ ન દિઠો લિગાર
આજ હો દેવ તણિ પરે સુખ ભોગવ્યા જિ. ૪૪
ભુપ-નિપાની રે ચાલ, કરજો નિત સંભાલ
આજ હો જાલવજો રૂડિ પરેં એહનેં જિ. ૪૫
માહરિ પોથી નેં આથ, તે દિધી તુમચે હાથ
૬૫૨ આજ હો જેંમ જાણોં તેંમ હવે એહનેં રાખજો જિ. ૪૬

ઇતિ ઢાલ ૧૮ મિ સંપૂર્ણં ૧૮

દોહા

ઇમ કહિનેં પાછા વલિ, દેવકી નેં પરિવાર;
પછે ક્રસ્નજિ પણ વાંદિ તે, પોહોતા નગર મુઝાર. ૧
પ્રભુજિઇં દિખ્સા દેઇ, સિખવ્યો સહૂ આચાર;
પ્રભુજિ પાસેં વિનય કરી, સુત્ર ભણ્યાં બહુ સાર. ૨
ઇંદ્રિજાદી ગુણેં સોભતા, થયા ગજ અણગાર;
૬૫૮ છકાય તણિ રિખ્સા કરે, પાલે પંચ આચાર. ૩

અથ ઢાલ ૧૯ મિ લખ્યંતે

( દેસિ વૈઇરાગનિ છે )

દિક્ષા લેઇ પ્રભુજિનેં વાંદિને રે, સમસ નેં સંઝ્યાકાલ રે;
પડમા ઠાઇ કાઉસગ વિષે રે, તિહાં સોમલ આવ્યો ચાય રે
સોભાગિ સુક્લધ્યાંનેં ચડો રે ૧ એ આકણિ છે
મુનિ દેખિનેં વેર ઊલસો રે, થયો ક્રોધાતર કાલ રે;
વિણુ અવગુંણ મુઝ પૂત્રીનો રે, જનમ ખોયો તે આલ રે.
સોભા૦ ૨
ઇમ વહ્રિ ચે પગ્જલિ રે, બાંધિ માટીની પાલ રે;
કેસુવરણા માથેં ધરા રે, ધગધગતા ખેર-અંગાર રે
સોભા૦ ૩

તાપેં તુંબલિ પદપદે રે, ફટફટ ફૂટે હાડ રે;
ચાંમ ચડેડે નસાં તડતડે રે, લોહિ વહે નિલાડે રે.
સોભા૦ ૪

થિર વીર ધ્યાંનેં ચડો રે, કરતો ×નિજ× આતમ-સંભાલ રેં;
જે દાઝે તે મારૂં નહિ રે, પણ મે મન નાંણો કાલ રે.
સો૦ ૫

અનાદિ કાલનો જિવડો રે, કરે પરવરતિનો સંગ રે;
પુદ્ગલ-રાગે તે રિઝીયો રે, નવ નવે તે રંગે રે.
સો૦ ૬

કુમતિ સભાવે વસ પડો રે, જિવ તું રલિયો સંસાર રે;
અનાદિ કાલનો ભુલિ ગિયો રે, હવે કરો નિજ વિચારો રે.
સોભાગિ૦ ૭

સુમતિનિ વરતિ અંગે કરિ રે, ટાલિ અનાદિની ઉપાધિ રે;
ખિમા-નિરે આતમ સિંચીયો રે, આનિ પરમ સમાધિ રે.
સો૦ ૮

અપૂરવ સુકલ ધ્યાંનનો રે, ત્રિજે પાયો ખિપકશ્રેણિ રે;
પરમ સુકલ લેસ્યા વરિ રે, તો સુ બાલે અગનિ ત્રણ ખંડ રે.
સો૦ ૯

ઘાતિકરંમ ખપાવિયો રે, ટાલ્યો કરમ-વિકારો રે;
કરમ ટાલિ કેવલ લેહિ રે, પોતા મુગતિ-મોઝારો રે.
સો૦ ૧૦

સાંત સહોદર મુગતેં ગયા રે, વાંદિ નેમ જીણંદ રે;
એહવાં મુનિનેં સંભાંગિઇ રે, લહિઇ તે પરમ આણંદ રે.
સો૦ ૧૧

કેવલ-મોછવ સુર કરે રે, પછે પુછો દેવકિ મુરાર રે;
સરવ વિરતંત તિહાં કહો રે, તે સુત્રે છે વિસ્તાર રે.
સોભાગિ૦ ૧૨

ધરમ-દલાલિ કરને કરિ રે, પરચિયો દ્રવ્ય અપાર રે;
ચાર તિરથનિ સાજ કરિ રે, વધાંમણિ દિધી સાર રે.
સો૦ ૧૩

તેણે તિરથંકર ગોત્ર બાંધીયો રે, સુણજ્યો સહુ નરનાર રે;
ત્રિજીથી નીકલિ અમમા નાંમે રે, જિણ હોસે જગત-આધારો રે.
સો૦ ૧૪

કરમ ખપાવિ કેવલ લહિ રે, પોયસે મુગતિ મુઝારો રે;
એહવું જાંણિ ધરમ આદરે રે, તે લહસે ભવજલ પાર રે. ૧૫
૬૯૧ સોભાગિ સુકલધ્યાંને ચડો રે. ૧૫

અથ કલસ

ધન કેસવ-બંધવ નાંમેં ગજસુકમાલ;
રૂપેં અતિ સુંદર વિમાવંતનો બાલ. ૧
શ્રી નેંમ સમિપેં છોડો મોહજંજાલ;
શ્રી ભીખુનિ પડિમા ગયો મસાણેં કાય. ૨
દેખિ સોમલ કોપ્યો બાંધી માટિની પાળ;
ખેરના અંગારા શીર ઠવિયા અગરાલ. ૩
મુનિ-નીજર ન પંડીત મેટી મનનિ જાલ;
પરીસહ ખમિ મુગતિ ગયા તતકાલ;
૭૦૦ શ્રી સંઘને હોજ્યો મંગલ માલ. ૪

ઈતિ શ્રી દેવકિજી છ ભાયારો રાસ સંપૂર્ણ ॥ કિલાંણમસ્તુ

શ્રી શ્રી

શ્રી શ્રી

## ટિપ્પણમાં વપરાયેલા સંક્ષેપો અને
## કેટલાંક ચિહ્નો

અ. = અપભ્રંશ
કાઠિ = કાઠિયાવાડી (હાલના સૌરાષ્ટ્રની)
ગુજ. = ગુજરાતી
જો કો. = જોડણીકોશ
જૈ. = જૈન પારિભાષિક
દે = દેશ્ય
ન = નપુંસકલિંગ
પુ. = પુલ્લિંગ
પ્રા. = પ્રાકૃત
ફા = ફારસી યા અરબી
બૌ. = બૌદ્ધ પારિભાષિક
મા , માર = મારવાડી અથવા રાજસ્થાની
લા. = લાક્ષણિક અર્થે, લક્ષણાએ
વ્ર = વ્રજ ભાષા
હિં. = હિંદી
સં. = સંસ્કૃત

* વ્યુત્પત્તિનો અજ્ઞાત, વર્ણનાશ્રયેનો, ક્રમ
/ અથવા .    > બન્યો.    < હતો.    .. માટે.
∘ તે શબ્દ અને તે પછીનું આખું ચરણ કે પંક્તિ
– પુરોગામી ભાગ સાથે જોડાય છે.

હિંદી, મારવાડી-રાજસ્થાની ને કેટલીક વાર સંસ્કૃત શબ્દો દેવનાગરીમાં આપેલા છે, પણ એ કઈ ભાષાનો શબ્દ છે એ સહેલાઈથી સમજાય તેમ હોઈ પ્રત્યેક સ્થળે ભાષાનો નિર્દેશ કરવાની જરૂર નથી જોઈ પ્રેસની મુશ્કેલીથી—એ બહારગામ હોવાથી—પંક્તાદિની કેટલીક એકવાક્યતા ને ચોખવટ જાળવી નથી શકાઈ.

## ટિપ્પણ

**ભાયારે** = માર. પુત્રોનો.

**ઐં** : સરસ્વતીવાચક બીજાક્ષર. તે પછી 'નમ:' '૦'થી મમજી લેવાનો છે.

પૃ. ૧. દોહા (૧)

**નેમ**: નેમિનાથ, નેમનાથ; બાવીસમા જૈન તીર્થંકર.

**જિણંદ**: **सं जिनेंद्र** જિન રૂપી ઇંદ્ર (ઇંદ્ર સમાન). [**જિન**: આંતરિક રિપુઓ ઉપર જય મેળવનાર. જૈનોના તીર્થંકરને જિન પણ કહેવાય છે **તીર્થંકર** (**જૈ**): તીર્થના ત્રણેક અર્થ થાય છે, જેમાં 'સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાયુક્ત જૈન સંઘ' એ અર્થ પ્રધાન છે આવા તીર્થને કરનાર, સ્થાપનાર.]

**સમોસરા**: સમોસર્યા, આવ્યા. [સરખાવો **સમવસરણ, સમોસરણ** = પ્રભુના પ્રવચન માટે દેવોએ તૈયાર કરેલું વિશિષ્ટ વિશાળ ત્રણ ગઢવાળું અલ્પકાલીન વ્યાખ્યાનગૃહ.] આ ક્રિયાપદ મૂળે માત્ર જિન, તીર્થંકર માટે જ વપરાતું હશે, જો કે તે પછી એ કેવલજ્ઞાની કે મહાન મુનિ માટેયે પ્રયોજાયેલુ જોવા મળે છે.

[પાઠભેદ: ક. કીલાણ: કલ્યાણ. તીર્થંકરોના પાંચ કલ્યાણ અથવા કલ્યાણક: ચ્યવન (અન્ય યોનિમાંથી ચ્યવી ખસી માતાના ગર્ભમાં આવવું), જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન, મોક્ષ. પણ અહીં આ અર્થ બેસતો નથી. એટલે 'કાલના' એવી વાચના મેં લીધી છે.]

**ભવ્ય**: અથવા ભવિ: જે નિશ્ચિત ભવોમાં મુક્તિ પામનાર હોય તે. હિંદુ 'મુમુક્ષુ'માં અને આમાં થોડો અર્થભેદ છે. **અમ[ર]ત**: અમૃતમય. વિશેષણ. યા, સમાસમાં નામ. ∴ અમૃત જેવી.

**વાંણ**: વાણી.

**બુઝા**: બુઝ્યાં, **बुध्यति**, બોધ પામ્યા.

**છએ**: છયે.

સંજમ: સંયમ; 'દીક્ષા', સાધુત્વ.

ભાર : (લા.) જવાબદારી. જૈન સાધુઓ 'અઢાર હજાર શીલ-અંગ રૂપી રથની ધોંસરી વહનાર' છે. માટે 'ભાર'.

વઈરાગે : વૈરાગે. સાંમગરી : સામગ્રી.

નિમ : નીમ, નિયમ. બેલા : બે ઉપવાસ. બેલું'નું બ.વ.

પારણું : ઉપવાસની પૂર્ણાહુતિ પછીનો આહાર.

કરાય દિયો : કરાવી દીધો, કરાવ્યો.

બેલા ઇ૦: પ્રભુએ (નેમિનાથે) અમને યાવજ્જીવ–જીવન-ભર માટે બે ઉપવાસ, એક દિવસ પારણું, પાછા બે દિવસ ઉપવાસ, એવો નીમ કરાવી દીધો.

તપસા : તપસ્યા.

અણગાર : અનગાર (ઘર વિનાના), મુનિ, સાધુ.

આગના : આજ્ઞા. દ્વારકાં : દ્વારકા.

મુઝાર : मध्यधार > हि मझधार > ગુ. મઝાર > મોઝાર, માં.

પાંચમા દુહાનો અંત જોતાં તે પછી છઠ્ઠો દુહો હશે એવી અપેક્ષા થાય છે, પણ એકે પ્રતમાં એમ નથી. એટલે, અહીં દુહાનું અંતિમ ચરણ આપણી અત્યારની કવિતાની જેમ તે પછીની ઢાલમાં વહી મધ્યકાલ પરત્વે પ્રવાહિતાનું વિલક્ષણ ને અપૂર્વ ઉદા-હરણ પૂરું પાડે છે એમ, ગણવું હોય તો, ગણી શકાય. એ જ રીતે ઉપર ત્રીજા દુહામાં બીજું ચરણ ત્રીજા-ચોથા જોડે કઈ રીતે સંકળાય છે તે જુઓ.

પૃ. ૧. ઢાલ ૧:

વીરે : મહાવીર સ્વામીએ. જૈનોના ચોવીસમા–છેલ્લા તીર્થંકર.

ચેલણા < ચેલણા < चिल्लणा. વિશેષનામ. શ્રેણિક ઉર્ફે બિંબિસારની પટરાણી સુપ્રતાભિમ મહાસતીઓમાંની એક, મહાવીરની સમકાલીન. એના ને શ્રેણિકના સૌંદર્યનો ખૂબ નાટ્યાત્મક ઉલ્લેખ જૈન ગ્રંથોમા થયેલો છે. એ ખૂબ રસિક પણ છે.

ગોચરી : **गौचरी** ગોચરી કરવી : (અહીં) ભિક્ષા લેવા જવું. (બીજો અર્થ: ખાવું.) જૈન સાધુઓ કોઈ એક સ્થળેથી બધી ભીક્ષા ન વહોરતાં (સ્વીકારતાં) ગાય દરેક સ્થળેથી થોડું થોડું ખાય છે તેમ, જુદા જુદા ઘરોમાંથી થોડી થોડી ભિક્ષા લે છે.

સન્યા : **સંન્યા** જોઈએ. સંજ્ઞા, શારીરિક ચિહ્નો.

આદે : આદિએ.

પૃ. ૨. અનુહાર: (**अनुहरण**: નકલ) –ના રૂપ, –ના સમાન.

સંઘાડો : સાધુ કે સાધ્વીનો સમુદાય. ત્રણ સમુદાયમાં. ૬ – ૩ ત્રએ એના મૂળમાં જૈન સાધુ કે સાધ્વી સાવ એકલાં રહી કે વિચરી ન શકે; કારણ એકલ અવસ્થામાં પ્રલોભનનો ભય વિશેષ.

સંચરા : સચર્યા, ગયા. અહીં વિચરતા—ફરતા રહ્યા.

ગુણધાર : છત્રીસ ગુણોને ધારણ કરનાર. સરખાવો: **छत्तीस गुणो गुरु मज्झ** (પંચિંદિય સત્ર) એ ગુણો એ સૂત્રમાં આપેલા છે.

ઇરિજા સુમતિઇં : ઇર્યા સમિતિએ / થી (**ईर्या (सं)** ચર્યા, ચાલવું)

સમિતિ : જૈ. સંયમ; જાગૃતિ. હરવા–ફરવામાં જાગૃત રહેવું, કે જેથી જીવહિંસા ન થાય. સમિતિઓ કુલ્લે પાંચ છે: ઇર્યા, ભાષા, એષણા, આદાનભંડમત્તનિખ્ખેવણા, પારિષ્ઠાપનિકા વિશેષ માટે જુઓ 'અતિચાર'. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ ચારિત્ર–આચાર. [ **અતિચાર** : જૈ. એવા આચારોનું અતિક્રમણ, ઉલ્લંઘન ]

**પટકાય** : છ કાયના જીવો. પૃથ્વીકાય, અપ્કાય, તેજકાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય (હાલતાંચાલતાં). આમાં પ્રારંભના પાંચ પ્રકારના જીવો એકેંદ્રિય છે. "સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપ્ [પાણી] કાય, સાત લાખ તેઉ [તેજ] કાય, સાત લાખ વાઉ [વાયુ] કાય, દશ લાખ પ્રત્યેક–વનસ્પતિ–કાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિ–કાય." ત્રસમાં "બે લાખ બેઇંદ્રિય, બે

લાખ તેઇંદ્રિય, બે લાખ ચૌરેન્દ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિય, ચૌદ લાખ મનુષ્ય " જાતિઓ. હાલતી–ચાલતી વખતે આવા કોઈ જીવની હિંસા ન થાય તેનોય જૈનોએ ખ્યાલ રાખવો જોઈએ. ( અવતરણ ' અતિચાર ' સૂત્રમાંથી )

**પાડો** : મહોલ્લો. **ફિરતાં** : ફરતાં.

**ગોચરિઇં** : ગોચરિઇ, ગોચરીએ / માટે એમ લેવું વધુ ઠીક. ઇં લઇએ તો *ગોચરે–ગોચરી વહોરતા ફરે એમ અર્થ લેવો. ' ગોચરી કરતાં [ = ખાતાં ] ' અર્થ તો ન જ લઈ શકાય.

**ઘરમાય** : –માંય, –માં.

**લલિલલિ** : લળીલળી, નમીનમી

**જોડ** : જોડીને. સરખાવો હિં. जोड कर

**તરણ** : તરણી, હોડી ,તારણ : તારનાર.

**ત૦તા૦**= હોડી (રૂપ) બનીને તારનાર, ઉદ્ધારનાર.

**વંદના** : જે. વંદન.

**સાંમી** : સ્વામી. **દૂખ** : દુઃખ. **ભલિ** : ભલી.

**દરસણ દિઠાં** : ' દિદાર ' દીઠા.

**દિસા** : (૧) (ભાગ્ય) દશા. નીચેની બે રીતેયે શબ્દ ઘટાવી શકાય: (૨) (પૂર્વે) દિશા (૩) દીમ, દિવસ. આજનો દિવસ ભલો (સારો) જાગ્યો (ઊગ્યો). (૪) છાપેલી પ્રતો ' દિશા ' જ આપે છે. ' દિશા જાગી ' એમ. પણ (૧) સર્વોત્તમ છે.

**તારણ–તરણ**: અહીં આ શબ્દ આખો—સમાસરૂપે—ઉદ્ધારકના અર્થમાં લીધો જણાય છે. ઉદ્ધારક જહાજ. બંને શબ્દ છૂટા લઇએ, ને તરણનો અર્થ હોડી કરીએ તો તરણ અને જહાજ એ દ્વિરુક્તિ ગણવી પડે. જો કે મધ્યકાલીન કવિઓ (ઉ. ત. ભાલણ)માં એવી દ્વિરુક્તિ ઘણીવાર દેખાય છે. [ બંને કડીમાં સ્વ. સા ઝવેરી કહે છે: પોતે તરનાર ને બીજાને તારનાર.] વળી જુઓ જો. કા.

**મોહ** : मुख > પ્રા. मुह > * મોહ > મોં. **કલા** : કલ્યા, પકડ્યા.

વુઠા < वुठ्ठ < वृष्ट : વરસ્યા. દૂધના મેહ વરસ્યા.

કિરતારથ : કૃતાર્થ.

ધરમસનેહ : ધર્મસ્નેહ. ધર્મનો, ધર્મ ઉપરનો.

મોદિક : મોદક. ઈનો પ્રક્ષેપ. મધ્યકાલીન સાહિત્યમાં ઈનો પ્રક્ષેપ ખૂબ વ્યાપક છે.

વોરાવેં : (સાધુને ભિક્ષા) લેવડાવે, આપે. ઉલટ : હોંસ.

લાયને : ला(य) कर, લાવીને.

હરષિત : હરખિત < हर्षित.

જાતિ નેં : જતી અને, જઈને. હસ્તદોષથી કાનાનો પ્રક્ષેપ ગણી 'યતિને' ન ઘટાવવું, કારણ આ કવિએ યતિ શબ્દ કશે વાપર્યો નથી. વળી આ સ્થળે માત્ર 'યતિ' શબ્દ કંઈક તોછડો પણ લાગે છે. માટે, જઈને પોંચાવિયા, વળાવ્યા. 'जाना–જાવું' એ હિંદી મારવાડી પ્રયોગ કાઢિ. 'જાવું'ને કેટલો મળતો છે!

પોલ : प्रतोलि દરવાજો. રાજમંદિર છે એટલે પોળ=શેરી કરતાં, દરવાજો એ અર્થ વધુ ઠીક. જો કે, કવિએ રાજમંદિર જેવું ચિત્ર બહુ ઓછું આપ્યું છે–દેવકીનું ઘર સામાન્ય શ્રાવિકાના ઘર જેવું વધુ ચિતરાયું છે.

જીસે : जिसे, જે (=એ) બનાવતે.

ચંતવે : ચિંતવે, શોચે, ધારે.

પુનાઈ : પુણ્યાઈ, પુણ્યની અવસ્થા.

ભુલે : ભૂલથી. ગૌ–ચરી વૃત્તિથી રહેનાર હોવાથી સાધુથી લોકના એક સ્થળે બીજી વાર ન અવાય.

પૃ. ૩. ધરા : ધર્યા.

કરેન૦ : કૃષ્ણના જમણ (માટે)ના મોદક લાવીને વહોરાવે (છે).

ત્રિજે૦ : એ સાધુઓનો ત્રીજો સંઘાડો આવ્યો.

સાધ : સાધુ. 'સાધ–સાધ્વી' એવો પ્રયોગ જૈનોમાં આજે પણ વ્યાપક છે; જો કે કવિએ ઉકારને સ્થાને અકાર લખ્યો

છે તે પ્રાસ માટે ધ્રુવપંક્તિમાં એમણે 'સાધુ' જ વાપર્યો છે

**ઉપનો :** ઊપન્યો, જન્મ્યો, આવ્યો

**આહાર નવિ૦** બીજે ક્યાંયે આહાર ન મળ્યો એટલે એક ને એક ઘરમાં ત્રીજી વાર, ગોચરીના સિદ્ધાંતની વિરુદ્ધ પણ, આવ્યા અથવા, (ઘર) ભૂલ્યા નથી આવ્યા પણ આ સાધુ ભેગા (મહાન) દિસે-દેખાય છે, એ ભૂલે એવું કોઈ કારણ લાગતું નથી

**સાધુરો** -નો ષષ્ઠીનો મારવાડી (ને જૂની ગુજ) પ્રત્યય

**સમયાકાર** સમ-આકાર, એમ્મરખા યકારનો પ્રક્ષેપ થતો પ્રક્ષેપ આ કાવ્યમાં બીજે બે ત્રણ સ્થળે પણ દેખાય છે આપણા ઘણા ગાનારા આજેયે લહેરમાં અને સ્થાને ય્હી ય્હી ય ઉચ્ચારે છે ઉત 'યાવિયો' અથવા 'સમાચાર' ને સ્થાને કવિ કે લહિયાની ભૂલ પણ ગણી શકાય પણ, ત્રણે છાપેલી પ્રતો 'સમ આગાર' એ અસંયુક્ત રૂપ જ આપે છે આમ દેવકી મનમાં નિર્ણય કરે છે કે આ એના એ સાધુ છે, જુદા (અન્ય) નથી

**પુછશુ** 'ત્રીજી વાર કેમ આવ્યા' એમ

**અહાર** આહાર માત્રાના મેળ માટે આનો અ

**પં ૪૮ થી દોહા (૨)** દેવકીની અત્યંત ને વહોરાવવાની તાલાવેલી તથા સાથે જ સાધુને ફરજનો ખ્યાલ આપવાની ઇચ્છા, સરસ રીતે આલેખાયા છે

**પ્રતિલાભશુ** વહોરાવવુના અર્થમાં રૂઢ છે શ્વેતાંબર જૈનોમાં સાધુ બારણા આગળથી પસાર થતા હોય ત્યારે વહોરવા બોલાવવા માટે, અને ગોચરી (ભિક્ષા) લઈ પાછા જતા હોય ત્યારેયે, 'લાભ દેજો જી / સાહેબ' એમ કહેવાનો રિવાજ છે સાધુ ઘરમાં દાખલ થતા, ને ગોચરી લઇને (કેટલીક વાર પ્રત્યુત્તર રૂપે) કહે છે, 'ધર્મલાભ' પ્રતિ ધર્મનો લાભ પામી સામે અન્નનો લાભ આપવો એ અર્થ હશે? (સરખાવો 'પ્રત્યક્ષ') (ધર્મનો સફળ, પરિણામકારી ઉપદેશ આપવાની ક્રિયાને 'પ્રતિબોધ' કહેવાય છે)

'પ્રતિ' ઉપસર્ગને આ બને સ્થળે માત્ર અભિમુખતાના અર્થનો પણ ગણી શકાય

નિરખે નીરમે દિદાર ચહેરો નોંધપાત્ર ફારસી પ્રયોગ

મનમા —મા લહિયાએ અનેક સ્થળે અનુસ્વારોનો પ્રક્ષેપ કર્યો છે, તો કેટલેક સ્થળે એ છોડી પણ દીધા છે

સંસ સશય > સસે > સસ સાસો, સશય જો કે ય લહિયાથી રહી ગયાનો સભવ વિશેષ છે

સુણજો · ભાવકને કવિનું ઉદ્‌બોધન આવા ઉદ્‌બોધનો જોતા કવિ શ્રાવક નહિ પણ સાધુ જણાય છે જો કે આ તર્કસરણી પર વધુ પડતો મદાર ન બાધવો જોઈએ

અચરિજ અચરજ આશ્ચર્યમાથી, અવાન્તર ક્રમો દ્વારા

સારખિ સદૃશી > સરિખી > સારખી સરખી આ બીજો દુહો દેવકીની મનોમન વિચારણાનો છે

મોસુ મારાથી / વડે મારવાડી પ્રયોગ સરખાવો

बुरा देखन मैं गयो मोसे बुरा न कोय (કબીર)

ફીકો० હઠેરામા કાઈ મઝા-માન નથી વળી સરખાવો અગ્રેજી પ્રયોગ have a bad taste in the mouth

વિણ વણ

રેનાય રહેવાય રડી શકાય

પૃ ૪ આલસ० કર્તા દેવકી આળસ છોડી ને માત્ર પૂરક પાદ ગણવા કરતા 'પ્રમાદ છોડી—ફરજ બજાવવા ઉદ્યુક્ત થઈ' એમ ઘટાવવુ વધુ ઉચિત છે

**ઢાલ બીજી**

જોજનરો —નો ષષ્ઠી પ્રત્યય મંડાણ વ્યાપ ક્ષેત્ર area

નરેસર નરેશ્વર સરખાવો સુરેસર ગજેસર જિનેસર

ઉદાહરણ (૧) પ્રથમ જિનેસર પ્રણમીએ, જાસ સુગધી રે કાય

(૨) ઋષભ જિનેસર પ્રિતમ માહરો રે,
ઔર ન ચાહુ રે કત (આનંદઘનજી)

રાજિયો : રાજ્યી મગખાત્રો :

માંડવ ગઢનો રાજિયો, નામે દેવ સુપાસ.

[ સુપાસ : સુપાર્શ્વ. ]

અરદાસ : અરજી. અરબી અર્જ + (સ્વાર્થિક) દાશ્ત. (ફા. દાશ્તન = રાખવું )

બાહિરે : નગરની–કોટની બહાર.

માંહિ૦ : લયની દૃષ્ટિએ વિચારતાં આ ચરણમાં 'છે' શબ્દ, લહિયાથી, પડ્યો છે. ત્રણે છાપેલી પ્રતો એ આપે છે.

રામ : બલરામ, બલભદ્ર.

લાખ-કરોડરાં : એટલા રૂપિયાના માલિક (ધરાવનાર.)

ઉદે : ઉદયે. પુણ્યોદય થતાં દેવકીનો વિનય જુઓ

કડી ૩ : વિચક્ષણ દેવકીએ વિનયની મર્યાદામાં રહીને કહ્યું કે સાધુ ત્રીજી વાર આવ્યા 'એકના એક સાધુ' એમ એ બોલી નહોતી એટલે સાધુઓ એનો જુદો અર્થ સમજ્યા—ત્રણ વાર (જુદા જુદા) સાધુઓ આવ્યા એથી કહે છે કે તારી પુણ્યાઈ એટલી મોટી છે કે તને એક જ દિવસમાં ત્રણ વાર સાધુને વહોરાવવાનો લાભ મળ્યો. અને પછી સાચી પરિસ્થિતિ દેવકી સમજે છે, કે ત્રીજી વાર આવ્યા વિશે હું કહું છું તે આ સાધુઓ કાંઈ સમજ્યા લાગતા નથી. એટલે એ પોતાનું વચન વધારે સ્પષ્ટ કરે છે : આપને બીજે આહાર ન મળ્યો ? મારા સદ્ભાગ્ય કે ત્રીજી વાર મારે ત્યાં પધાર્યા.

એણ્' : એ.

કડી ૬ થી મુનિઓ ખુલાસો કરે છે.

ઊતર : ઉત્તર. कर्म > कम्म > કામ સદૃશ સરલીકરણ પ્રક્રિયાથી.

સંકા : શંકા. મતિ : મત, ન, નહિ. દૂજા : બીજા.

કિણ : કોણ, कौन, કઈ. माय : માતા(એ).

જાયા : जनयति, જન્મ આપ્યો. અથવા, જન્મ આપેલા.

માયજાયા : સમાસ તરીકે પણ લઈ શકાય. માતાએ જન્મેલા, જન્મ આપેલા.

પુત < પુત્ત < पुत्र

કડ કરિ ભુત  અર્થ આ રીતે બેસાડી શકાય

(૧) कटकर = મહાદેવ  भूत = બનેના  મહાદેવ જેવા બનેના કે દેખાતા  આ અર્થ ઉત્તમ છે  મહાદેવનુ કામવિજેતાત્વ અહીં અભિપ્રેત છે  જૈનોમા એ અર્થમા મહાદેવની ઉપમા અપાય છે સરખાવો જી સા  ઝવેરી, માગગતસ્તુતિ વિષે

સ્મર–હર–સમો સ્વામી, કામદેવ પ્રજાળતો

(૨) कड = (૧) ખાવુ  (૨) ખાવા યોગ્ય પદાર્થ  કરિ = કર  भुंक्त = ખાતા  પાત્ર વિના હાથમા જ ગોચરી લઈ તે ખાતા  હ્યેએ  આ અધરી મમાન રીત અપનાવી છે  આ અનુમાનમા શકાસ્થાન એ છે કે સાધુઓ પાત્ર વગેરે લઈને આવ્યાનો આ સ્થળે ઉલ્લેખ નથી, તોયે એમણે ( ઋષભદેવની જેમ ) હાથ જ ગોચરી કરી એવો અસ્તિવાચક ઉલ્લેખ પણ નથી  અને, પાત્ર–વાસણનો ઉલ્લેખ પાછળથી ( ઢાલ ૫  કડી ૯ ) આવે છે  પણ આ ઉલ્લેખ કઈક માહુત્વ વર્ણવવા પૂરતો થયેલો છે  સતારા કૉલેજના પ્રાકૃતના પ્રાધ્યાપક શ્રી ચૌગુળેએ મને કહ્યુ કે આ અર્થ અ પાઠે વધુ ઠીક છે

(૩) कर करी भूत = હાથ મ્ર ( -રી ) જેવા થયા હતા, સૂઢ જેવા હતા  આગળના ચરણના વર્ણન સાથે આ વધુ બંધ બેસે છે  છતા  કામવિજેતા મહાદેવ જેવા  એ જ સર્વોત્તમ

વળી જુઓ છાપેલી પ્રતોના પાઠભેદ

**પૃ. ૫. કડી ૯**

આડી ફરિનં  બહાર જવાનો માર્ગ અટકે તે રીતે દરવાજા વચ્ચે ઊભી રહીને

દેજ્યો મુજ બતાય  મને બતાવી દેજો, -દેજો

नाम  હિંદી–મારવાડી રીતે પુલ્લિંગમા

વાસિયા  વાસી  નિવાસી

**કડી ૧૨:** દાસ (તથા દાસી)ની યે સંખ્યા પત્નીઓના જેટલી જ. બત્રીસ બત્રી સેં (૧૦૯) (૩૨૦૦-૩૨૦૦) એમ ગણવાની જરૂર નથી. આ પહેલા ચરણમાં તેમ ઢાલ ૩, ક ૧માં ૩૨ના આંકમાં **એકાર** (બત્રીસે) નથી. પણ ૪-૧માં એથી ઊલટી પરિસ્થિતિ છે. આમ એકાર વ્યાવર્તક નથી. આ સર્વ જોતાં સર્વત્ર બત્રીસસો નહિ પણ બત્રીસ લેવું જ યોગ્ય છે. જુઓ પ્રવેશકમાં મૂળ કથા અને પાઠભેદો.

**એકાર** 'બત્રીસે બત્રીસ—બધા'ના અર્થમાં ગણવો.

. **ભાય:** ભાઈનો મારવાડી પ્રયોગ. માર.માં બીજો અર્થ: પુત્ર.

, **રોવતાં:** માર. ? રોતાં, રડતાં.

**વિલવિલ કરતી:** વળવળતી, विह्वल થતી. સુંદર ભાષાપ્રયોગ.

**ચિંતે:** ચિંતવે, વિચારે. **સિયા:** સ્યા, શા, કયા.

ઉદા. શા સુખે સૂનો, સંભાર શ્રી નાથને. (નરસિંહ મહેતા)

**દૂષ:** દુઃખ.

**જાતો૦:** (એવા સુખમાં આનંદતા હતા કે) સમય કેમ વીતતો હતો તેનીયે ખબર પડતી નહોતી.

**પૃ. ૬. સધા:** સધા, બધા (પરિવાર સહિત).

**વંદિયા:** વદ્યા, વાંદ્યા, વદન કર્યું. **અથીર:** અસ્થિર.

**ચાર મહાવ્રત:** અહિંસા, સત્ય, અસ્તેય, 'सव्वाओ वहिद्धादाणाओ वेरमणं' એ ચાર યામ. આ ચોથામાં वहिद्धा એટલે મૈથુન (દશ વૈકાલિક સૂત્ર (૨)) અને आदान એટલે પરિગ્રહ (સ્થાનાંગ સૂત્ર (૪), (૭)ની ટીકા) એ બેનો સમાવેશ છે. મહાવીર સ્વામીના સમયથી પાંચ વ્રતો ઓળખાય છેઃ...(૪) બ્રહ્મચર્ય (૫) અપરિગ્રહ. ઋષભદેવના સમયમાં પણ આ રીતે પાંચ વ્રત હતાં.

**દિયો૦:** છકાયને. (અર્થ માટે જુઓ આ પૂર્વે ઢા. ૧, ક. ૩નું ટિપ્પણ, પૃ. ૩૯ને અંતે) અભિ(અમે, અભય)દાન દીધું.

**રહાં:** રહ્યાં.

**જાવજિવ** યાવજ્જીવ, આખા જીવન માટે જુઓ ઢા ૧, ક ૩
**ઇમ૦** આમ છતેય તે તપો વિચાર આ યો-ગ્રહણ કર્યું
**જુજવા** જુદા જુદા. સગ્ખાવો.
• નામ રૂપ જૂજવા, અતે તો હેમનુ હેમ હોયે. (નરસિહ મહેતા)

**પૃ. ૭. દોહા (૪)**

**ત્રોટો** તોટો **બાય** બાઈ **તોય** તને

**ઢાલ ચોથી**

**પુનનિ** પુણ્યની
**તદ્દવદ** < તદ્દવત < तद्वत् = તેના જેવી, બરાબર, આબાદ
[ '૨ભા' શબ્દ ક્ષેપક ન ગણીએ તો રૂપે બરાબર રભા જેવી ]
**પરણિને૦ આવિયા** ...તી બત્રીસે નાર
**સોનીયા** સોનૈયા, અશરફી
**રિધી** રિદ્ધિ, સમૃદ્ધિ, વસ્તુઓ
**બત્રિસવિધ** બત્રીસ જાતના નટસમૂહો નટમ ડળીઓ નાટક એ જમાનામા, મુસ્લિમ કાળ પછીની જેમ, અનુચિત નહોતા ગણાતા (આ બધો વૈભવ જોતા સા પૂર્વે ...૨૦૦ નોકર જ ગણવા જોઈએ એમ ક્ષણભર ખોટો ભાસ થશે)

**કડી ૪**

**કુડલ** કુડળ
**મુગતાવલિ** મુક્તાવલિ, મોતીનો હાર
**કણગ** પ્રા कणय / कणअ, કનક, સોનુ
**રયણ (प्रा)** [ ર...ત—રૂપુ નહિ પણ ] રતન, રત્ન
**તિસર** ...ણ સેર ( દે सैरी ) વાળો, નણસરો એ જ રીતે ચોસર
**અધ** અર્ધો ગળાના આગલા ભાગમા આવે એવો હશે
**કડગ** कटक, કડા

**તુડીય :** તોડા. ∴. કર્ણ-તોડાં. **ઢાલિયા :** પલંગ.

**કહિ જ :** ક રાખીએ તો કહિ : **कहीं** ही, કંઈક, અનેક. પણ, ક ન રાખીએ તો એકલો હિ પૂર્વપદ સાથે બહુ સારો બેસે છે.

**જ :** હિમાં જકાર આવી ગયો છે એ ખ્યાલ ન રહેવાથી (અથવા વિશેષ ભાર માટે) કરેલી દ્વિરુક્તિ.

**કલસ :** કલશ, લોટા.

રૂપાની માત્ર બત્રીસ? જુઓ મૂળ આધાર, પ્રવેશકમાં.

**તેમ હિ :** તેમ જ. વિશેષમાં જ માટે જુઓ ઉપર **કહિ જ.**

**હય :** ઘોડા. ગય < ગજ, હાથી.

**બત્રિસે ગોકુલ :** બત્રીસ ગાયનું એક કુલ (સમૂહ) એમ અર્થ ન ઘટાવવો; બત્રીસ (ગો)કુલ.

પૃ. ૮. **અમુલ :** અમૂલ્ય.

**સાસુવે :** સાસુએ.

**બોલ :** શીખામણના, શીખના. આમાં થોડોક સમકાલીન—લેખકકાલીન રંગ પણ દેખાય છે.

**આપનિ :** आपन्न? પણ પાઠભેદો જુઓ. ભીમસી માણેક (ખ) તથા ગનો વધુ સારો છે.

**આગમ :** તીર્થંકરપ્રણીત સૂત્રો; તીર્થંકર આદિ આપ્તોરચિત ધર્મગ્રંથો.

**નિગમતા :** (અમે) નિર્ગમતાં, વિતાવતાં.

**અમે૦ :** અમો છયે ૭ ભાઈને કશો તોટો નહોતો. યા, અમે છયે ૭ ભાઈઓ જ છીએ (માટે સમાન દેખાયા).

**કિણવિધે :** કઈ વિધે, રીતે.

**વિધી :** રીત. (લા.) સમગ્ર પ્રકાર.

**ઢાલ ૫**

**જાંણો :** જાણજો, **जाना.**

**ભાંપે :** ક પ્રતમાં ભાંપ હતું, પણ ભાંપે જ હોઈ શકે = ભાખે,

કહે. નહિ તો 'અમો મુનિવરની ભાષ = ભાષા, વાણી, તેમાં શંકા ન કરો,' એમ લેવુ રહે પાઠભેદો 'ભાખે, ભાખે' જ છે.

અતિ : અનેક. બારો : વારે, વાર.

ફરસિયો : સ્પર્શિયો; સ્પર્શ્યો.

બણાવિ વેસો : વેશ (અવતાર) બનાવી

પાતિક . પાતક, પાપ ઇકારનો પ્રક્ષેપ.

દેસના : દેશના, જિનેશ્વર આદિનો ઉપદેશ

અસારો . અસાર.

તતખિણ<તતખણ<तत्क्षण

બુઝિયા : बुध्यते [સાચો ધર્મ] સમજ્યા, -નો બોધ પામ્યા.

આથો આથ સાથોની સાથે પ્રાસ મળે તે ખાતર ઓ નો આ.

સુગતિનો : મુક્તિનો સાથ

પૃ. ૯. કડી ૮

નિરતિચારો : અતિચાર વિના [અતિચાર : દોષ]

અમુલખ સારો . અમુલખ, અમૂલ્ય, સાર, સારભૂત

દરસણ દર્શન

દેખે દેખે

ઉપાંગે : ઉપાગ પણ સુદરિ સુદર

મુખ-સિસો મુખ અને શીશ, માથુ

પાંતરાં (જૈ) સાધુના પાત્ર માટેનો રૂઢ શબ્દ, પ તરનું બ વ

ઝોલિ પાતરા રાખવા માટેની, યોગ્ય કપડાના છેડા બાધીને બનાવેલી

સુકમાલ < સુકમાર < સુકુમાર

મુનિસો મુનીશનુ બ વ ગણી શકાય પણ સોને છઠ્ઠીનો પ્રત્યય ગણવો વધુ ઉચિત, કારણ અપભ્રંશમા છઠ્ઠીનો સુ પ્રત્યય છે, જૂની ગુજરાતીમા સ છે

ને ૪

**મલપતા**: દે. મલંપિઅ, મરાઠી **मलपणें**. હિંસાથી બચવા (ગૌરવાન્વિત રીતે) ધીમે ધીમે ચાલતા.

**રાજકુમર**: -કુંવર, -કુમાર

**ઓપમાં**: ઉપમા.

**જનમિયેં**: જનમિયા. સરખાવો:

મારી માતાએ બેહુ જનમિયા, તેમાં હું નટવર નાનડો.

(નરસિંહ મહેતા)

**દોલત**: (મુક્તિ રૂપી) ધન. (ફરી ફારસી પ્રયોગ નોંધો.)

**નવ નિધ**: નવ નિધિ.

**સંપજે**: સંપન્ન થાય, પ્રાપ્ત થાય. સરખાવો: નીપજે.

**પલાએ**: ભાગે, પલાયન કરે. જૈન કાવ્યોમાં 'પાતિક પલાયે' એવો પ્રયોગ ઘણી વાર થાય છે.

**દોહા (૬)**

**નિરખિયા**: નીરખિયા, નીરખ્યા.

**સારીખા**: સારિખા, સરીખા, સરખાઃ **सदृश**.

**ઢાલ ૬**

**ધારણિ**: વિશેષ નામ. શ્રેણિકની બીજી રાણી. ધારિણીપુત્ર મેઘકુમારની કથા સુંદર છે. **વીસાલ**: વિશાલ.

**પૃ. ૧૦**

**સુતર**: પુત્ર.

**સુ૦**: પછી તે ઘરના માણસોને જીવનમાં શો સાર (**मा**) = ઉમંગ બાકી રહ્યો હશે?

**સિધો**: સીધું. **કોય**: કાંઈ.

**સુધી ખબર**: સાચી (સુધાનુ સ્ત્રીલિંગ) ખબર. **शुद्ध**માંથી.

**આરો૦ જેમ**: અત્યારે મારે બીજાઓ મધ્યે (અથવા કૃષ્ણાર્દ સાથે) જેવું મગપણ છે તેવું (આમની સાથે નથી)

**કડી ૫**

ધર્મસ્નેહને બદલે પૂર્વસ્નેહ કેમ જાગ્યો ?

આ આખો પ્રસંગ ખૂબ ભાવાત્મક ને કવિત્વમય છે.

**જાતાં :** એ બે સાધુઓને જતાં.

**હિયડો ફૂટો :** હૈયું ફાટયું. હિંદી, મારવાડીમાં નપુંસક લિંગનો અભાવ હોવાથી ગુજરાતીના ઘણા નપુંસકલિંગી શબ્દો આ રાસમાં પુલ્લિંગમાં દેખાય છે.

**વિછુટયા :** વિ + છૂટયાં, વછૂટયાં, સર્યાં.

**દોહા (૭)**

**બાલપણે :** દેવકીના બાળપણમાં.

**એમંતો :** એમંત, એમતો < अतिमुक्त વિશેષનામ.

**બિજો૦ :** આખા ભરતમાં એના જેવા બીજા કોઈ નહિ હોય. આવા આઠને જન્મ આપીશ એમ એમણે કહ્યું હતું. એવાઓને જન્મ આપ્યા વિના કઈ રીતે આનંદ થાય ?

**સંશય૦ :** આમના પ્રત્યે પૂરવસ્નેહ જેવું લાગે છે તે. આ પૂરવસનેહ અને એમંતા અણગારની વાણીને એવું મન માંડળી લે છે, ને ભાવક માટે રસ ઉત્પન્ન કરે છે.

**જાઉં૦ :** વ્યાકરણની દૃષ્ટિએ જરા અસ્પષ્ટ છે આમ ગણવું ઠીક છે : જઈ, પૂછીને એ નિવારું. જો કે નિવારનો કાઠ ક્રિયાપદને બદલે નામ જેવો છે

**કેવલગિનાની :** કેવલજ્ઞાની. જેને કેવલ ( સપૂર્ણ, નિતાન્ત )નું જ્ઞાન હોય તે. સર્વજ્ઞ તેઓ મનના સશય, પોતાના જ્ઞાનથી, ભાંગી શકે છે.

**વંદન :** વન્દનાર્થે. કદાચ વંદન પછીનો 'શ્રી' શબ્દ લખતાં પડી ગયો હોય બાકીની ત્રણે પ્રતો 'શ્રી' આપે છે.

**સાંમગરિ :** સામગ્રી. **સંજ :** સજ્જ.

**માહે :** પ્રાસ દૃષ્ટિએ વિચારતાં ઉચ્ચાર 'માહ્ય' જેવો છે.

ઢાલ ૭

હુરે : હાં રે. જુઓ કડી ૬ નો પ્રારંભ.

પુરપ : પુરપ. નોકર માણસ.

ખિમામેવ : ખિમામેવ, ક્ષિપ્રમેવ, જલદી.

ભા દેવાણૂપિયા : ભાઈ દેવાનુપ્રિય. અન્ય પ્રતોમાં : ભો. જૈન આગમ આદિમાં 'દેવાનુપ્રિય' સંબોધન વારંવાર પ્રયોજાયેલું છે.

જોતર આય : જોતરી(ને) આવે. આજ્ઞાર્થ વિધ્યર્થ = આવ. પાઠભેદો જુઓ : જોતરાય, જોતરાએ.

પૃ. ૧૧

જિહા, માંહિ : જ્યાં, માં. દ્વિરુક્તિ જેવું. વ્યાકરણની દૃષ્ટિએ આ બંને સાથે ન આવી શકે. પણ 'જ્યાં…તે માંહિ' એમ આવી શકે. પાઠભેદોમાં આમ નથી. માટે જિહા ક્ષેપક.

વિસરાલ : વિશાલ    ઉપગરણ : ઉપકરણ, સાધનસામગ્રી.

હુલસવા : વજનમાં હગાવા.

બાહિરલિ : બાહેરની, બહારની. જૂ. ગુ.માં ષષ્ઠીનો લ પ્રત્યય છે. અમદાવાદમાં આજે યે 'બહારલી/બહારલી વાડી' વગેરે બોલાય છે.

ઉવટ્ઠાણસાલ : ઉપસ્થાનશાલા, બેઠકની જગા. ∴ બહારની બેઠક.

ઉભો રાખો આણ : આણીને ઊભો રાખ્યો.

ધોલાં ને માતા : સફેદ અને પુષ્ટ

સિગડીયાં : શીંગડીઓ.

ત્રીજી કડી આગળ રથ આવી ગયાનું વર્ણન પૂરું થાય છે. પણ કવિને બળદો ને એમનાં ઉપકરણનું વર્ણન કરવાની ઉર્મિ થઈ આવતાં તેવા વિસ્તૃત વર્ણનની ચોથીથી સાતમી કડી નોકરને આજ્ઞા રૂપે રચી છે એવો તર્ક કદાચ થાય. પણ એ રીતે ઘટાવવું કે પહેલીવાર નોકર જે સુંદર રથ લાવ્યો હતો તેથી સંતુષ્ટ ન થતાં પરમાત્માને વાંદવા જવાનું હોવાથી દેવકીએ સર્વોત્તમ રથની આજ્ઞા

ફરી આદમી નડીનો વનિ ('ફરી વળી' એવો અર્થ લેતા) એ જ અર્થકરણને પુષ્ટિ આપે છે

**સરપા :** સરખા ચાદા ચાદા, (લા) લાછન, ડાઘ

**સિંગે પૂછે** શીંગડાથી પૂછડા સુધી ફરીયે અણિશુદ્ધ, નખશીખ નરવા

**પોઠ** · પોઠ

**બલધાં** બળદિયા બ વ

**નાથ રસિલ** હિ **રસીલ,** રસીલી, સુદર અર્થવિસ્તારથી મૃદુ, સુનાયમ લઈ શકાય નાથ = નાકમાં નખાતી દોરી

**પેચિત॰** ખચિત, ખચિત સોનાના તાર જેમા વણેના છે એવી, રાસ, અછોડો, લગામ

**સોના॰** સોનાના પટાના (રા = ષષ્ઠી પ્રત્યય)

**જોત** હિ **जोत,** ગુ જોતર, જોતરુ (ધૂમરી માથે બળદ જોડવાનો પટો)

**સેહરો** જરીનો પટકો, મહીત ઉત્તર હિંદમા લગ્ન વખતે વરકન્યાના કપાળે અને વાળના સધિસ્થાન પર બધાય છે હિંદીમા **सेहरा बाधना** એ 'લગ્ન કરવા'ના પર્યાયરૂપ છે પણ અહીં. કપાળી

**ઊદોત** મ હિ **उद्दित,** કહેલુ અથવા વ્યાકરણદૂષિત 'ઉદ્યુક્ત કરે' વસ્તુત 'થયુ'

**તે॰** વિસ્તૃત વાત છે, તે ટૂકમા (સૂત્ર) એવી કે— વિસ્તારનું સૂત્ર એ કે—

**પેહેરાં :** પહેર્યાં

**આડંબર** શણગાર, ભપકો

**આલણાં॰** . સિણગાએ, માકરે આલબો દઈ, નું આલમન લઈ, તે પરઠીને ચડી જો ગ ન લઇએ તો

**પૃ. ૧૨**

**એહ॰** સારા વસ્ત્રાભૂષણો પહેરી, પરિવાર લઈ પ્રભુને વાંદવા

જવું ( જુઓ ધ્રુવ પંક્તિ ને નીચેનો દુહો ) એ શ્રાવક ( ગૃહસ્થી )નો ધર્મ–આચાર છે.

## દોહા (૮)

ઠાર : હિં. ઠૌર, ઠામ; સ્થળે.

પરક્ષા : પરીક્ષા.

અતિસય : જૈ. અતિશય = પ્રભાવ. તીર્થંકરને ચોત્રીસ અતિશય હોય છે; કેટલાક દેવદત્ત, કેટલાક પ્રકૃતિદત્ત. અતિશય કહેવાનું કારણ કે એ વિશેષ પ્રભાવ તીર્થંકર સિવાય બીજા કોઈને હોતો નથી. કેવલજ્ઞાનીને પણ નહિ. સરખાવો : ચોત્રીસ અતિશય છાજે છે, પાંત્રીસ વાણીએ ગાજે છે. ( સીમંધર સ્વામીનું સ્તવન ).

વળી સરખાવો :

ચાર અતિશય મૂળથી [ જન્મથી ]
ઓગણીસ દેવના કીધ [ દેવે રચેલ ]
કર્મ ખપાથી અગિયાર
ચોત્રીસ ઇમ અતિસયા
સમવાયાંગે પ્રસિદ્ધ. [ સમવાયાંગ સૂત્રમાં ]
( ઉદયવિજયજીકૃત આદિનાથ સ્તવન )

દાસીયા : દાસ, દાસીનું બ વ

અણુવાણે : अन् + उपानः ( ઉપાન, જોડા વિના ). અડવાણે, ઉઘાડે પગે.

અભિગમ : જૈ. દહેરાસરે કે ગુરુને વાંદવા જતાં વિનય અને શુદ્ધિના નિયમો પાળવાના હોય છે તે.

દોગુણ : દ્વિગુણ, બેવડ.

થિપિ : થાપી, સ્થાપી.

મગતગ : મસ્તક.

બોધ : બોધ

અનેક : '...નો એ વર્ણવી શકાય' એટલું અધ્યાહાર છે.

દ્વેષ : દ્વેષ.

પૃ. ૧૩

સરણ : શરણે આવેલાંને. તુમે : તમે.

દોહા (૯)

તે હેત : તે હેતુથી. વ્રત : વૃત્ત, વૃત્તાંત.

દોનું : દોનોં, બંને.

ભાંપો : ભાખો કાય : કાંય, કાંઈ.

વોરણ : વોરણે, વહોરવા.

ઢાલ ૯

નિસચે : નિશ્ચે.

એ જાયાનો૦ . એમને જન્મ આપ્યાંની કશી વાત હું તો જાણતી નથી!

પૃ. ૧૪

પોરિ : ખોટી

કડી ૭

કડી ૭, ૮ એમતા અણગારની છે, કંસપત્નીને શાપ રૂપે છે જૈન સાહિત્યમાં બે **અતિમુક્તક** (એમંતા) આવે છે. એક 'અંતકૃતદશાગ' અને 'ભગવતી'માં આવતા બાલબ્રહ્મચારી, જે ઠીક ઠીક જાણીતા છે. બીજા 'યાદવચરિત્ર'માં આવે છે. આ 'યાદવચરિત્ર'વાળા છે. એનો મૂળ ઉલ્લેખ 'અનુત્તરોપપાતિક'માં છે. મહાવીરકાલીન બાલદીક્ષિત એમંતાની કથા વિજયલક્ષ્મીસૂરિના ઉપદેશપ્રાસાદ, જિનલાભસૂરિના આત્મપ્રબોધ ઇત્યાદિમાં પણ છે. નેમનાથકાલીન એમંતાની કથા જૈન હરિવંશ, ત્રિશષ્ઠિ શલાકાપુરુષ-ચરિત્ર ઇત્યાદિમાં પણ છે.

ગિતા : કવિરચિત મૂળમાં ગીતાં (ભાર બ વ) હોઈ શકે ગીતમાં મસ્ત.

ખબર૦ : તારા જોઈને તો સાતની જ / સાતથી જ ખબર પડે માન કો આવે

ખેકારિ : ક્ષયકારી.   તે તે : તેં તે અથવા તે તેં.

આ શાપ હિંદુ ઋષિમુનિઓના શાપને કેટલો મળતો છે!

માત્ર ત્રણચાર ચરણમાંજ કવિએ પ્રમત્ત અને પછી દુઃખપુકાર કરતી જિવજસાનું સુંદર ચિત્ર ઉપસાવ્યું છે, અને એ ચિત્ર તે સમયનાં પાત્રોની અલ્પસંયત વૃત્તિઓનો પણ સરસ ખ્યાલ આપે છે.

સુણિકૅ૦: सुन कर, સાંભળીને (હંસ) ચેને છે.

નિતમેવ: नित्यं एव, હમેશ.

કપરેં : કારણ કે એણે મોંએ તો એવો કોલ આપ્યો હતો કે 'અમ ધર વાધે'; મારવાની વાત કરી નહોતી.

દોહા (૧૦)

તિણિં૦: તે કાલે, તે સમયે. સરખાવો જૈન અર્ધમાગધી ગ્રંથોની રીતિ: तेणं कालेणं, तेणं समएणं. જે तेणं कालेणं તે કાળ. દશ કોડાકોડી સાગરોપમની એક ઉત્સર્પિણી અને દશ કોડાકોડી સાગરોપમની એક અવસર્પિણી એમ ૨૦ કોડાકોડી સાગરોપમનું એક કાળચક્ર થાય છે એક ઉત્સર્પિણી કે અવસર્પિણી (પ્રત્યેક દશ કોડાકોડી સાગરોપમના)માં ૭ આરા હોય છે. પહેલો, બીજો, ત્રીજો, ચોથો, પાંચમો અને છઠ્ઠો એમ અનુક્રમે ૭ આરા હોય. અવસર્પિણીમાં પહેલો આરો સુખસુખા, બીજો સુખ, ત્રીજો સુખંદુઃખં, ચોથો દુખંસુખં, પાંચમો દુઃખં, છઠ્ઠો દુઃખંદુઃખા હોય છે. ઉત્સર્પિણીમાં તેથી ઊલટું પહેલો આરો દુઃખદુઃખા, બીજો દુઃખં, ત્રીજો દુઃખંસુખં, ચોથો સુખંદુઃખં, પાંચમો સુખં, છઠ્ઠો સુખસુખ. અવસર્પિણીના પહેલા આરામાં પૌદ્ગલિક સુખ તથા પુણ્ય ખૂબ હોય છે, અને પ્રત્યેક આરામાં તે ક્રમશઃ ઓછાં થતાં જાય છે. એમાં છેલ્લો આરો મહાદુઃખનો હોય છે. તેથી ઊલટું ઉત્સર્પિણી કાળમાં પહેલો આરો મહાદુઃખનો અને ક્રમશઃ સુખ વધતું જાય છે. છેલ્લો આરો મહાસુખનો હોય છે.

અવસર્પિણી અને ઉત્સર્પિણીનું સ્પષ્ટીકરણાર્થ આકૃતિ-દૃષ્ટાંત: બે સર્પો મોઢાં ભેગાં કરીને લાંબા થઈને પડ્યા હોય છે તે મુજબ છે.

અવસર્પિણી ( ) ઉત્સર્પિણી
પૂંછડી પૂંછડી

મોઢા પાસેના જાડા ભાગમાં સુખ અને પછી પાતળો ભાગ આવે તેમાં દુઃખ. ચોવીસ તીર્થંકરો થાય છે તેઓ દુઃખંસુખંના કાળમાં- દુઃખ ઘણું અને સુખ થોડું તે કાળમાં-થાય. અવસર્પિણીમાં ચોવીસ તીર્થંકરો ચોથા આરામાં હોય અને ઉત્સર્પિણીમાં ચોવીસે તીર્થંકરો ત્રીજા આરામાં થાય. જૈન સૂત્રોમાં આરાને કાળ કહ્યો છે, એટલે જે કાળની વાત ચાલતી હોય તે આરો સમજવો. અહીં જે કાળે નેમનાથ પ્રભુ વિચરતા હતા તે આરો-ચોથો આરો-લેવો.

ચોથો આરો તો એક ક્રોડાક્રોડી સાગરોપમમાં ૪૨૦૦૦ વર્ષ ઓછાનો હોય. ત્યારે તે આરામાં કયા વખતે? તો કે: **तेणं समयेणं** તે સમયે, તે વખતે; એટલે ભદ્દિલપુર ગામમાં નાગશેઠ ગાથાપતિ વગેરે રહેતા તે સમયે. આ કાળ અને સમયની વ્યાખ્યા છે અને જૈન સૂત્રમાં સ્થળે સ્થળે આ શબ્દો આવે છે.

નેમનાથ હવે આ નવો પ્રસંગ કહે છે.

ઘરૂણિ: ગૃહિણી. સરખાવો:

તસ ઘર ઘરૂણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત.

[ લાવણ્યસમય કૃત ગૌતમ (અષ્ટક) છંદ ]

પૃ. ૧૫

મરતવછા: **मृतवत्सा**, જેને મરેલાં વત્સો, છોકરાં અવતરે છે એવી

હરણગમેષિ: **हरिनैगमेषि**, વિશેષનામ. આ દેવ અંગે જૈનોમાં એક પ્રસંગ ખૂબ જાણીતો છે;

છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામી પૂર્વ ભવમાં ઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તીના પુત્ર હતા. તે વખતે એમને એવો કુલમદ થયો હતો કે મારા દાદા તીર્થંકર, બાપ ચક્રવર્તી, કાકા બાહુબલિ જેવા નરપુંગવ, ને હું પોતે ચોવીસમો તીર્થંકર થવાનો!

આથી એમના અંતિમ ભવમાં તેઓ રાજકુળમાં ન આવતાં દેવાનંદા નામની બ્રાહ્મણીની કુખમાં આવ્યા. હવે એવો નિયમ છે કે, ભગવાન અન્ય સ્થળેથી ચ્યવીને માતાની કુક્ષીમાં આવે એટલે ઇંદ્રનું આસન ડોલે. તે રીતે ખબર પડતાં એ સાત પગલાં ચાલી ભગવાનની 'नमुत्थुणं अरिहंताणं भगवंताणं' ('હે અરિહંત ભગવાન, તને નમું છું')થી શરૂ થતી સ્તુતિ ગાય. આવી સ્તુતિ ગાયા પછી ઇંદ્રને ખ્યાલ આવ્યો કે રૂઢ નિયમ એ છે કે તીર્થંકર (મધ્યખંડમાં અને) રાજવી કુળમાં જ અવતરે, અને આ તો બ્રાહ્મણીની કુક્ષીમાં આવ્યા. આથી ઇંદ્રે વિમાસ્યું કે શું કરું? એણે અવધિ જ્ઞાન (અર્થ પૃ. ૫૯ ઉપર) વડે જોયું કે ત્રિશલા ક્ષત્રિયાણીની કુખમાં પણ એક સામાન્ય ગર્ભ છે આથી તેમણે હરિણગમેષી દેવને બનેના ગર્ભો અદલાબદલી કરવાની આજ્ઞા આપી. (દેવાનંદાનો પુરુષ ને ઉત્તમ ગર્ભ ગયો, ને છોકરીનો સામાન્ય ગર્ભ એના પેટમાં આવ્યો તેનું કારણ એ કે પૂર્વ ભવમાં દેવાનંદાએ ત્રિશલાનો કીમતી રત્નહાર ચોરી લીધો હતો.) સૂક્ષ્મ (બહુ નાનું) સ્વરૂપ ધારણ કરી તેમણે આ કામ પાર પાડ્યું. હરિનગમેષી નખ વડે આ નાજુક ક્રિયા કરે છે, પણ તેથી ગર્ભની ચામડીને યે કશી ઈજા થતી નથી એવો ખુલાસો શ્રી મહાવીર સ્વામીએ શિષ્યની શંકા પરત્વે કરેલો છે.

આ દેવ પરત્વે આ સિવાય બીજો કોઈ ખાસ પ્રસંગ મારા વાંચવામાં આવ્યો નથી એ દેવ વિશેના રૂઢ સંકેતનો આપણી કથામાં સરસ વિનિયોગ કરી લેવામાં આવ્યો છે.

સુલસાએ હરણગમેષિની, પુત્ર માટે ઉપાસના શરૂ કરી. ઉપાસ-

દેવ તરીકે સુલસાને આ અપહરણકાર દેવ યાદ આવ્યા. એ યોજના પણ સરસ છે.

**ઢાલ ૧૦**

**કટલે :** ઉત્તર ગુજ. કાઠિ. કેટલે.

**સેવા :** સેવા કરતાં દેવ તુઠ્યા, તુષ્ટ થયા, ને ત્યાં આવ્યા.

**સિયાનિ :** શાની.

**સગતિ : પ્રા.** શક્તિ. એવી કોઈ શક્તિ મને આપો.

**કોથલિ૦ :** અનુગામી પંક્તિ માટે દૃષ્ટાંત.

**પુરવેં૦ :** પૂર્વ ભવોમાં પુણ્ય સંચ્યાં હોય તો...

**વાતું :** વાતો. સૌરાષ્ટ્રી પ્રયોગ **કાય :** કાંય.

**પૃ. ૧૬**

**લિયાય : ले आय.** લઈ આવી દઉં.

**સુપ :** સુખ. **સૂ :** શું **સૂહાય :** શોભે અથવા ગમે.

**સંહરિ :** સંહરી, સારી રીતે હરીને.

**કર૦ :** આનંદ કરી દેશું દેવની આ બોલવાની રીતમાં પણ મારવાડી-સૌરાષ્ટ્રી રંગીનતા છે: લીલા લહેર કરાવી દઈશું!

**અવધી૦ :** હું મનમાં અનુકંપા લાવી અવધિજ્ઞાનથી વિચારી જોઈશ, (અને યોગ્ય ક્ષણ દેખાતાં તને પુત્રો મેળવી આપીશ.)

અર્થ અન્વયમા ૨૯૧ મી પંક્તિ પહેલી, અને ૨૯૦મી પછી લેવાની છે. નહિ તો, ઘેર ગયા પછી દેવે વિચારી જોયું.

**અવધિ જ્ઞાન : જૈ.** પાંચ જ્ઞાન : મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ, કેવલ. અવધિ: પદાર્થ, દિશા અને કાલમાં સંપૂર્ણ (કેવલ) નહિ પણ અમુક અવધિ (મર્યાદા) સુધીનું (વિશેષ માટે જુઓ પંડિત સુખલાલજી સંપાદિત **तत्त्वार्थसूत्र**, પૃ ૪૮-૫૨ ગૂ. વિદ્યાપીઠ, અમદાવાદ)

**મરતક : मृत(क)**, મરેલાં. **લેવે : મા** લે.

**છયે એણિ પર જોય :** જોની બાબતમાં એણી પેરે, એ પ્રકારે વાત બની એમ તું સમજ.

જોય : તું જુએ. આ કર્મક પૂરક શબ્દ જેવો છે.

નિદરા૦ : આવું કાર્ય કરતાં હરિણગમેષિ દેવ બંને સ્ત્રીઓમાં નિદ્રા પ્રેરે છે.

મહાવીરસ્વામીના પ્રસંગમાં એમણે ગર્ભ પલટ્યો હતો, અહીં જન્મ પછી (તરત) બાળકો બદલે છે. એનામાં મૂઆં જીવતાં કરવાની શક્તિ નથી (જુઓ ઢાલ ૧૦, કડી ૪), પણ આ રૂપા હરણની શક્તિમાં એ નિષ્ણાત છે.

એક લગન : એક લગ્ને—એક જ મુહૂર્તે.

દોગંધિક૦ : જૈ. દોગંધિક દેવલોક. એ અતિ સુખસંપન્ન દેવલોક છે. ત્યાંના દેવોના જેટલું અપૂર્વ.

પૃ. ૧૭, ઢાલ ૧૧

રમા : રમ્યા. નિજ૦ : અતિ સુંદર ઉપમા.

સાર :.મુખ્યત્વે પાદપૂર્તિ અને પ્રાસ માટે. જૂના કવિઓમાં ઘણીવાર એમ જોવા મળે છે.

ત્રટકે : રવાનુસારી. ત્રટાક કરતી તૂટી. સરખાવો :

अद्धा वलया महिहि गय, अद्धा फुट्ट तडत्ति।

(હેમચંદ્રે સંપાદેલા અપભ્રંશ દુહા)

(વિદેશથી આવેલા પતિને ઓચિંતો જોતાં સ્ત્રીને પહેલાં આઘાત ને પછી આનંદને લીધે શરીર વિકાસ થતાં અનુક્રમે) અડધા વલય મહી-પૃથ્વી પર પડી ગયા, ને અડધા તડાક કરતા તૂટ્યા.

શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયના પ્રસિદ્ધ 'શ્રીપાલ રાસ'માં વીણાના તાર તૂટવાનું આવું જ રવાનુસારી વર્ણન છે :

ત્રટ ત્રટ ત્રૂટે તાંત કે વીણ વજાવતાં દો લાખ, કે વીણ વજાવતાં.

બલિમાં૦ : બલૈયાં હાથમાં ન મમાયાં. ઉપરના અપભ્રંશ દુહામાં વર્ણવ્યું છે તેમ તૂટી ગયાં

ત્રપત : તૃપ્ત. જાણે : સારી ઉપમા.

ઉલસ્યો < હુલસ્યો < ઉલ્લસ્યો, ઉલ્લાસ પામ્યો, (લા.) ઊછળ્યો.

**વહે** : ઉપડે, ચાલે. **વાંદે** : વંદન કરે.

**ભલે** : ભલા (સારા) ભાવથી.

**દિઠા** : ભગવંતને ઊભેલા ને બેઠેલા જોયા એ વાત અપ્રસ્તુત છે; તીર્થંકર માટે ગૌરવસ્પદ પણ નથી. એટલે (૧) પુત્રોને બેઠેલા ને ઊભા જોયા અથવા (૨) દેવકીએ ઊભાં ઊભાં અને બેઠાં બેઠાં (પ્રભુને વાંદતી વેળાએ પણ) (સાધુ કે ભગવાનને વાંદતાં ત્રણ વાર પંચાંગ નમસ્કાર કરવાના હોય છે, આમાં ઊભી ને બેઠી એ બંને અવસ્થા આવે છે) પોતાના પુત્રોને જોયા. અનુસ્વારની બાબતમાં લહિયાએ સંપૂર્ણ અરાજકતા કરી હોવાથી આ બેમાંનો કયો અર્થ કવિને અભિપ્રેત છે (બેઠા–ઊભા કે બેઠાં-ઊભાં) તે સ્પષ્ટ નથી; પણ પાછલો અર્થ વધુ કવિત્વમય છે. પણ 'ભલે ભાવસુ'માં ભગવંતના વંદનની ક્રિયામાં જે એકાગ્રતા સૂચવાય છે તે એ અર્થની વિરુદ્ધ છે. સમગ્રપણે વિચારતાં, એને પુત્રો પરત્વેજ ગણવું યોગ્ય લાગે છે.

દીક્ષિત પુત્રો પ્રત્યેનું વાત્સલ્ય ધર્મદષ્ટિએ અફલ છે.

**અધેન** : ય-એનો અભેદ જોતાં *અધ્યન, એટલે અધન્ય (વ્યત્યય).

**અધેન૦** : મોહને વશ અધન્ય ને અપુણ્ય એવાં અફલો ચિંતવતી, વિચારતી એ દુઃખિની થાય છે.

**આરત રૂદ** : જે આર્ત ને રુદ્ર નામનાં ધ્યાન. એ બંને પાપકારી છે, ને મોહવશ જીવો એવાં ધ્યાન ધ્યાય છે.

**ધ્યાય** : જે. ધ્યાન, ભાવના ઇત્યાદિ વિચારવા, મનથી સેવવા પરત્વે આ ધ્યાવું ક્રિયાપદ વપરાય છે. **ધ્યા** = ધ્યાન કરવું.

**પૃ. ૧૮. દોહા (૧૨)**

પહેલી કડી વ્યાકરણદષ્ટિએ પૂરેપૂરી શુદ્ધ નથી. કૃષ્ણે દૂરથી, ઉંમરેથી જ એમને ખગં દિલગીર જોયાં. (ફારસી શબ્દ નોંધો.) એ પગે લાગ્યા તે પણ દેવકીએ જાણ્યું નહિ

તસ : तस्य. તેને નયણે નીર હતાં.

દૂહવાં : દુભવ્યાં.

કાર : વસ્ત્ર, શાખ (જો. કો.). આ શબ્દ સં.માંથી છે, ફા.માંથી નથી.

કીહા : કર્યા, કીધા.

ઢાલ ૧૨

રાંણપુરે : રાણકપુર, આબૂની ઉત્તરે. જૈન યાત્રાધામ.

થારિ : મા. તારી.

એકણ નાલે : એકધારા માતે. ઉ. ત. એણે એક નાડે છ છોકરીને જન્મ આપ્યો. (ખીચડિયાથી ઊતરતી સ્થિતિ)

એક : એક પણ.

ખિણમાત : ક્ષણમાત્ર.

ફૂં૦ : એ વછ વત્સોને હુ નજરોનજર જોઈ આવી.

ઊઝરા : (પારસી) ઉછર્યાં, ઊછર્યાં, મોટા થયા. પારસીઓ ઘણીવાર આ પ્રયોગ કરે છે. (વળી શબ્દ પરત્વે જુઓ 'મૂળ સાધનો'ના 'ત્રિષષ્ઠી શલાકાપુરુષ'માંથી કરેલો ઉતારો.)

વય : આખી જિંદગી કરતાં વે, તેઓ છ, એ અર્થ વધુ ઠીક.

પૃ. ૧૯

આહેર : હિંદુ કાવ્યને કેટલુ મળતુ !

છ માસ, ભોગ વર્ષ ઇત્યાદિ જૈન કથાના આંકડા છે. હિંદુ કથા—ભાગવત કરતાં એની વીગતો ઠીક ઠીક જુદી છે.

બોલડા : (કાલાવેલા) બોલ. 'મેં ન સાંભળ્યા' એટલું અધ્યાહાર છે.

આસ-વલુધી : આશા-વળૂધી, -(વિ)લુબ્ધ. સરખાવો : જેમ ભરવ-વળૂંધી જુવતી, તેનું મન તે પ્રીતમ પાસ. (અખો)

હલકેં : હલકથી.

હાલરો : 'हालरा [हिं० हालना] बच्चोंको लेकर हिलाना-

કુલાના.' ( સંક્ષિપ્ત 'હિંદી શબ્દસાગર' ) હાલા, હાલા.

હાલરિયા : ગુ. હાલરુંનું બ. વ, સ્વાર્થિક इय સાથે. સરખાવો હેલર, હેલરિયો.

મોહનિ : જૈ. કર્મનો એક પ્રકાર; એ પ્રકટ થયું, એનો 'ઉદય' થયો. પણ અહીં સાદો મોહિની અર્થ લેવો વધુ ઉચિત છે.

થંડિ : स्थंडिल, શુરશંકા. આજે સાધુ ગુરુશંકા માટે જાય તેને 'ડલ્લે જવું' કહે છે; સાધુના મલને 'થંડિલ, ડલ્લો.'

આગલિઇ : આંગળીએ.

વીલગાય : વળગાડી.

જામણ : જણનાર, જન્મ આપનારના અર્થનો ખુબ વિશિષ્ટ પ્રયોગ.

કીયાં : કર્યાં, કરેલાં.

ગે'૦ : હિંદુ સાથે કેટલું સામ્ય !

જયણા : જૈ. यत्न, પુરુષાર્થ. ( લા. ) બચાવવાનો પુરુ૦.

પૃ. ૨૦. દોહો (૧૩)

પૂરવ-સમંધી : પૂર્વ ( ઘણી વાર : ભવ )નો સંબંધી.

દોહાના પ્રારંભથી કૃષ્ણની ઉક્તિ શરૂ થાય છે.

ઢાલ ૧૩

ચંદરાવલા : ચંદ્રાવળા ( છંદ )

નંદન : પુત્ર. જિયો : मा· ( ઘણું ) જીવો/જય પામો.

પોપધસાલ : જૈ. પૌષધ, પોષો = શ્રાવક બાર યા ચોવીસ કલાક માટે લગભગ સાધુના આચાર પાળે તે વ્રત. સાલ : શાલા, કરવાનું સ્થાન. પણ લક્ષણાથી ધર્મધ્યાન કરવાનું સ્થાન એવા સામાન્ય અર્થમાં વપરાય છે. માટે ઉપાશ્રય સુખી માણસો અને રાજાઓ પોતાના મકાનમાં જ જુદી પોષધશાળાઓ રાખતા.

હરણ૦ : ગને સ્થાને ભૂલમાં પણ ક લખાયો હોય. નહિ તોયે સમસ્યા ઊંવ અલ્પપ્રાણ-મહાપ્રાણની અદલાબદલી વાગ્વ્યાપારમાં જાણીતી છે.

**આય** : આપીને.

જે દેવ સુલસાને ભારે તપ પછી જ તુષ્ટ થયેલા તે જ કૃષ્ણે સમરતાં જ આવે છે, અને તેયે કઈક દાસભાવે.

**એહવો** : આવું ભારી સંકટ કેમ (કરી) કર્યું, થયું, પડ્યું (કે મને આમ યાદ કરવો પડ્યો)?

સંકટ પું. માં, કારણુ મારવાડીમાં ન. નથી.

**સારિ** : સારભૂત. લગભગ પૂરક શબ્દ. સાર : પ્રભુએ, દેવે, આપ્તે માનવને કરેલી સહાય પરથી, 'હું તમને શી શુભ સાર, વાર, મદદ કરું તે કહો' એમ પણ લઈ શકાય.

કવિએ ચોથું ચરણ પાંચમામાં પુનરુક્ત કરવાની ચંદ્રાવળાની પદ્ધતિ સર્વત્ર જાળવી રાખી છે.

**કડી ૪**

**જાદવકુલમાં** : બાળક એવું થાય.

સામાન્ય રીતે મા બાળકની હોંસ પૂરે છે, અહીં એથી ઊલટું બને છે. અને તેયે કેવી હોંસ!

**પૃ. ૨૧**

**તેમ જેમ** : જેમ તેમ. જૂની ગુજરાતીમાં 'જેમ તેમ' એ ભારવાચક પ્રયોગ છે.

**બાલકનિ૰** : 'મારી એટલી જ ઇચ્છા છે કે.. એમ કરો' એટલું આ ત્રણ ચરણની બને બાજુ અધ્યાહાર છે.

**માતાજિને૰** : મા જિવાંરે, જ્યારે પુત્ર હુએ, ને એ પુત્ર *જગતમાં—જીવનમાં આધારરૂપ બને.*

**અવધી૦** : દેવ અવધિજ્ઞાન પ્રયોજીને કૃષ્ણને કહે છે.

**ચવી** : ચ્યવી, ખસી. અન્ય સ્થાનેથી, ખાસ કરીને દેવલોકમાંથી બીજી યોનિમાં, ખાસ કરીને માનવ યોનિમાં, પડી.

**પાસેં** : હિં. पाना, મેળવવું પરથી ગુજરાતી ભવિષ્ય કાળનું રૂપ.

**જેહનેં સહુનોં**: પ્રત્યયો ઊલટાસુલટી થયા છે. જુઓ પાઠભેદો: જેનો દર્શન (ગુજ. ન.) સૌને સુહાશે, ગમશે.

**દિખ્યા** : દીક્ષા.

**સુખ-સાતા** : જો. સુખ-શાતા, શાંતિ. સામાન્યતઃ શ્રાવકો સાધુ યા સાધ્વીને પૂછે છે, 'સુખ શાતામાં છો, સાહેબ?' (સાધુ પરત્વે સાહેબ શબ્દ જૈનેતરોને જરા વિચિત્ર લાગશે. પણ 'મહારાજ સાહેબ' એ પ્રયોગ જૈનોમાં અત્યારે વ્યાપક છે.) તપસ્વી શ્રાવકને પણ 'શાતા' પુછાય છે.

**ભરાતા** : ભ્રાતા. **ઊપનો** : ઊપજ્યો, થયો.

**ગુમાઈ** : હિં. જેવું. આપણો એવો શબ્દ પલાઈ છે. જૈન કાવ્યોમાં પલાઈ ઠીક ઠીક વાર પ્રયોજાય છે.

**-ની જમાઈ**:-ને જમાડી. મોટાં ઘરોનું અને માનવ સ્વભાવનું કવિનું અવલોકન કેવું સચોટ છે! પણ 'કસ્તે...નીજ માઈ' જ ઉચિત.

**જાઈ** : દેવકી, પોતાના આવાસમાં.

**સાહ** : સિંહ. કદાચ હસ્તદોષથી સ લખાયો હોય.

## પૃ. ૨૨

**પુછવા લાગી** : સ્વપ્નોનો અર્થ.

**ગજ૦** : ગજસુકુમાલ. એના પુત્રનું વિશેષ નામ.

**રિઝી** : રિઝે. એટલે વસ્તુતઃ રિઝઇ / ઝિ જોઈએ.

**નીજ** : 'નિજ'નો હસ્તદોષથી વ્યત્યય થઈ પ્રતમાં 'જીન' લખાયું હતું.

**ઉમાઈ** : ઉમંગિઇ, ઉમગે, ઉમંગથી.

**ઉછવ** : ઉત્સવ. કવિને 'ઉત્સાહે' અભિપ્રેત છે. 'રંગ', રંગેનો અર્થ પણ એ જ છે.

**સોમલ** : ગજ૦ના સસરાનું વિશેષનામ.

દોહા (૧૪)

ઉગ્ર વિહાર : જૈ. એક સ્થળે એકએ દિવસથી વધુ ઠરી ઠામ ન થતાં કરાતો પ્રવાસ

ભવિક : જુઓ ભવ્ય, પૃ. ૩૭.

પ્રતિ૦ : 'પ્રતિબોધતા' હોય તો વધુ ઠીક.

પનહ : પનની, હ પછીનો પ્રસંગ.

આગના : આજ્ઞા. જૈન સાધુથી કોઈ પણ સ્થળ કે વસ્તુ માલિક (યા તેના પ્રતિનિધિ)ની રજા વિના ઉપયોગમાં ન લઈ શકાય. નહિ તો અદત્ત-આદાન—ચોરીનું પાપ લાગે.

સંજમ : જૈ. સાધુત્વ. અહીં માત્ર 'સંયમ' એ વાચ્ય અર્થ અભિપ્રેત નથી.

પૃ. ૨૩. ઢાલ ૧૪

દેશીના શબ્દોમાં સહેજ 'ભૂલ લાગે છે. 'મેં દેખ્યા' ઇત્યાદિ જોઈએ. છાપેલી પ્રત 'રાણપુરો રળિઆમણો રે લાલ' આપે છે. બંને દેશીના લય એક જ છે.

નિર્-માય : માયા વિનાના.

ભવિક : જૈ. 'ભવ્ય.' (અર્થ માટે જુઓ પૃ. ૩૭.) 'ભાવિક' પણ લઈ શકાય : (ધર્મ પર, પ્રભુ પર) ભાવ રાખનાર.

જિન : જન, જણ. જુઓ નીચે, એ બે શબ્દોની પુનરુક્તિઓ.

સેહેસ : સહસ. નેમનાથના અઢાર હજાર સાધુ-પરિવારનો ઉલ્લેખ. અઢાર પછી આવતો 'સેં' નિરર્થક યા લહિયાની ભૂલ નથી. 'સહ'ના અર્થમાં છે. પાઠભેદ : સહસ અઢારે.

જાણું૦ : કર્તા : નેમનાથ. આ સાધુ-સાધ્વીઓ રૂપી સૈન્ય સાથે જાણે એ શાસનપતિ જૈન શાસનનો વિજય કરતા આણ પ્રવર્તાવતા ('મનાવતા') ન નીકળ્યા હોય ! જૈન ધર્મ 'જિન-શાસન' (જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલતો સમુદાય) કહેવાય છે એને સ્થાને એકલો શાસન શબ્દ પણ વપરાય છે (જિન અધ્યાહાર ગણી).

**સુભ૦** . ૧૦૦૮ લક્ષણો   **વાદિ :** વાદી, વદન કરી

**ચાય :** *ચાહ, ચાયના, ચાહના, ચાહના*

**પિહરીયા :** ૭ કાયના જીવોના પિયરિયા રૂપ, પિતા રૂપ ખૂબ વિશિષ્ટ પ્રયોગ

**નાંમ૦** જેનું નામ ને ગોત્ર સાભળી તમે આનંદ પામતા

**સુગણ :** સુગુણ પ્રત્યેક લીટીએ વારાફરતી આવતા ' ભવિક જન ' અને ' જિણ દરાય 'ને સ્થાને નવી આકણી

**વન૦ :** એ મહા (વાત) વનપાલે દાખવી, કહી પાઠભેદ જુઓ.

**દિજીઈ૦ :** હે કૃષ્ણદેવ, મને વધામણી (તે માટેનું ઇનામ) દીજે, આપો.

**સુણિ કરિ :** સુણી કરી, સાભળીને સહાયક ' કરી ' જૈન કાવ્યોમા કઈક વિશેષ વપરાય છે એ હિંદીની એવી વ્યાપક રૂઢિ (**सुन कर, देख कर, चल कर** ઇ૦)ની અસર હોઈ શકે

**સામેં** · ભગવાનની દિશામા (જુઓ ઉપર મહાવીર સ્વામીના ચ્યવન વિશેની સમજૂતી, પૃ ૩૭)

**આવી** આવીને સ્થાને ' આપી 'નો સભવ લાગે છે વનપાલને આપીને

પાઠભેદો ' વિદાય કરીને. '

કઉમુદિ ભેર ભેર નોબત, નગારુ મદનભેર લાખુ રણશીંગુ કૌમુદીભેર એ કોઈક પ્રકારનુ શીગુ કે ઢોલ મળવે છે કદાચ મદનભેર યુદ્ધ માટે ઉત્તેજક કરતુ હશે, આ ઉત્સવ માટેનું ઢોલ, " ભેરી, નફેરી " વગેરે

**સતાબ-સૂં** . ફા શિતાબ (ઉતાવળ) સાથે જલદી, ઝડપથી સરખાવો તાથી શીતાબી નીકળી, ગાફેલ હુ ગાડો ચયો (કલાપી)

**અવેલુ** અ + **વેલા** વેળા વહી જાય કવેળ, મોડુ થાય

**પૃ ૨૫. ઢાલ ૧૫**

**ભાઈ૦** . વસુદેવ અને બીજા નવ, એમ સર્વ મળી દશ તેઓ દશાર્હ કહેવાતા

સાંમ < સ્વામ < સ્વામી.

દેસના : જૈ. દેસણા, જિનેશ્વર અથવા મહાન સાધુનો ઉપદેશ.

વરતંગ < વરતણ ~ વરતનુ ઉત્તમ શરીરવાળા (પ્રભુ).

(૨) વાક્યરચનાના ક્રમમાં ફર્ક જરૂરી નથી, 'વિસ્તાર' વિશેષણ આ અર્થ સાથે કંઈક અસંગત લાગે છે, ને ત્યારે પ્રક્ષેપો મનના અંગીકરણ પરત્વે છે, ને જોતાં 'વરત અંગ, મન અંગ, મનો અંગીકાર કરી' એવું અર્થકરણ કંઈક વધુ ઠીક.

દોદા. ભણિ : પ્રત્યે (ઉદ્દેશીને).

અહીંથી દેવકીના રુદનની નદી ને અંતિમ કરુણતાનો પ્રવેશ.

પૃ. ૨૬. ઢાલ ૧૬

કરવિય છે : ભાગ્દર્શક 'કરવીય છે' એમ પણ લઈ શકાય; કદાચ. પણ 'કરવી પછે', અછે, છે વધુ ઠીક છે :

અસ્તિ > અચ્છઈ > અછિ > અછે.

હિત : પોતાનું હિત મનમાં. પાઠભેદ : હિત વાણી દુઃખ આણી.

**કડી ૬.**

આઈ : નીચે 'આવિ' છે એટલે અહીં 'માતા' અર્થ વધુ ઠીક. નહીં તો, બંને સ્થળે 'આવી.' મૂર્છાગત 'થઈ', ને તે પછી ધરતી પર ઢળી 'પડી.'

હાથા–રી૦ : પડી ગઈ એટલે હાથની ચૂડી માથે જઈ પહોંચી. અથવા, હાથની ચૂડી પર પડી. વળી જુઓ પાઠભેદો; સારા છે.

વસ આંય : વશ આય, આવી, થઈ.

સિતલ૦ : શીતલ વાયુથી સચેન થઈ; પછી બેઠી ભઈ, થઈ. વાયુ કદાચ પુત્રે ઢોળ્યો હોય.

મોહ તણે૦ : કવિ કહે છે, સચ, ખરે, મોહના. બોલથી– એવા બોલ બોલતી–માતા રડતી હતી.

પૃ. ૨૭. ચારિત્ર : જૈ. સાધુત્વ. દુક્કર : દુષ્કર.

જલદહિ : જલદધિ, ઉદધિ. ટાલ : ટાળીને.

ચંતા : ચિંતા. માન : હિં. માન, માયું.

લોચ : જૈન સાધુઓ માથાના વાળ મુંડાવતા નથી, લોચ કરે છે, ખેંચાવી કાઢે છે. लुञ्च, लुञ्चति.

કાચલિ : જૈ. ? 'કાચલું / કાચલી', નારિયેળમાંથી બનેલું કાચલી જેવુંજ પાત્ર. વળી (લા.) ભિક્ષાપાત્ર–ગરીબીનું પ્રતીક.

પાછલિ : લાગેલી; સંસારની, સુખની. ફરીને [ન] જોવી.

**કડી ૧૧**

અહીંથી ગજસુકુમાલ જવાબ આપે છે. આ સંવાદ કંઈક પ્રેમાનંદના સુદામા ને એની પત્નીના સંવાદની યાદ આપે છે.

જે ઈહ૦ : જેઓને આ લોકમાં ( સુખાદિની ) આશા હોય છે, કે જેઓ પરલોક વિશે પર-મુખ, પરાઙ્મુખ હોય છે તેવા કાયર આળસુને વિશે તમે વર્ણવેલી બધી બાબતો ( સાધુત્વના પરિષહ ) દુર્લભ હોય છે..

સિહ૦ : શું દુષ્કર કહેવાય ? એક વિદ્વાન મને કહે છે: '...ગંભીર' અને સિંહ ( સમાન પુરુષો ) દુષ્કર ( દુર્લભ ) કહ્યા છે.' છાપેલી પ્રતોનો 'શી' પાઠ, અને દુષ્કર વિશેષણ દુર્લભના' અર્થ સાથે પૂરું સુસંગત નથી તે એ બાબતો આ અનુમાનને પોષક નથી.

બાહિબો : વાહો, કગો, બોટે માર્ગે દોરો. ( સરખાવો : करीये, जानीबे ૪૦. ) પાઠભેદ : ખીદાવો.

મુદ્દા ( પ્રા ) : मुधा, વ્યર્થ, ફોકટ, નકામાં.

કડી ૧૩. દેવકી ઉવાચ.

પરીગહ : જૈ. परिग्रह : સાધુ અવસ્થામાં પડતાં શારીરિક કષ્ટ.

ફોજ : ફા. લશ્કર. પરિગ્રહરૂપી ફોજ : ઉપરાઉપરી આવતાં કષ્ટો.

તામ : ત્યારે.

કડી ૧૩. પુત્રની ઉક્તિ. હવે સંવાદ બરાબર જામે છે.

કોટિ૦ : કોટ પર મનોરથ—દૃઢ મનોબળ રૂપી ચોકી બેસાડવી.

રૂપક : રૂપી.

સમતા જૈ. : શમતા. શાંતિ, તિતિક્ષાના અર્થમાં રૂઢ છે.

નાલ : તોપ. ( સં. नालिका, નાળ પરથી ).

ગિનાનને : જ્ઞાનના.

કડી ૧૪ દેવકીની ઉક્તિ. દેવકીના બધા જવાબો દેવકી પક્ષે તો બરાબર છે, પણ સાથે એ જવાબો ( પુત્રના યોગ્ય ઉત્તર હોય )

કવિનું ઉપદેશ આપવાનું કાર્ય ખૂબ સફળ—અને એટલી જ કવિત્વમય રીતે સાધે છે.

**કાંતુ૦** : હે વત્સ ! કાંત્યું પીંજ્યું કપાસ [ કાપુસ ] થશે. દીક્ષા લઈ કરેલી મહેનત ધૂળમાં ભળશે. ]

પૃ. ૨૮. કડી ૧૫. પુત્રની ઉક્તિ. **સનાહ** : બખ્તર.

**થિરતા** : સ્થિરતા રૂપી પણછ—ધનુષની દોરી અને વૈરાગ્ય રૂપી બાણથી.

**મુહે** : હિં **મુઠભેડ**, ટક્કર, લડાઈના અર્થમાં. રાગ-દ્વેષ એ અંતરંગ શત્રુઓને હણીશું.

**દોહો. જોગ** : બે પાઠભેદો : યોગ. સ્વલ્પાંશે પૂરક છે. 'પ્રસંગ' એ સાદા અર્થ કરતાં 'યોગત્વ' વધુ ઠીક.

**ઢાલ ૧૭**

આ આખી ઢાલ ઉપદેશાત્મક છે.

**મુલ** : દુઃખમૂળ. **કુટમ** : કુટુંબ.

**પરભવે૦** : જો પુણ્ય વાસીને, પુણ્યનું દ્વાર વાસીને પાપ કીધાં, કર્યાં (કરશું) તો પર-ભવે કયા જીવમાં, યોનિમાં આસીં, આઇસિ, આવીશું ?

તદ્દન અદ્યતન હિંદુ માન્યતા પ્રમાણે, કદાચ, ૮૪ લક્ષ યોનિમાં વારાફરતી ભમ્યા પછી એક વાર નરભવ મળે છે. જૈન મત પ્રમાણે જીવ (પોતાના કર્મ પ્રમાણે) ગમે તે યોનિમાં પડે, માનવ યોનિમાં ૮૪ લાખ યોનિ કરતાં ઓછાવત્તા ભવે પણ આવે.

**પાસિ** : પાશે, પામશે. **આસિ** : આવશે.

**પૃ. ૨૯**

**ચંગ** : (૧) હિં. પકડ. ∴ 'આલિંગન.' મરાઠી 'લગટ' (નિકટતા)ના અર્થમાં છે. વળી જુઓ 'ચંગી = કાછડી છૂટો' માથેનું સામ્ય. (૨) મઝેદારીવાળો અથવા મનોહર પ્રમોદ વિહાર. જુઓ:

ચંગ રણરંગ મંગલ હુઆ અતિઘણા, ભૂરિ રણતૂર અવિદૂર વાજે. (વિનયવિજયકૃત શ્રીપાલરાસ)

**કડી ૭**

**માચા** માચ્યા, મચ્યા.

**મયા કરીજે:** કૃપા કરો (વિધ્યર્થ)

**શીજે:** સિદ્ધે, સિદ્ધ થાય.

**નેમીસર** - નેમીશ્વર.

**કડી ૧૦**

કવિ ભાવકને કહે છે.

**તાસ: तस्य** > તસ, પ્રા. **तस्स** > તાસ. તેને.

**ઢાલ ૧૮**

**અમીય** (પ્રા): અમી, અમૃત

**જાણો:** જાણો, અનુભવી લીેા

**અતિ રે:** બને ભેગા ગણીએ તો, અથિરે, અસ્થિર

**પૃ. ૩૦. કડી ૫**

**આદિસ:** આદેશ, (દીક્ષા માટેની) રજા

**ગજગહે(ય):** ગદ્ગદે, ગદ્ગદિત થાય, 'રડે (?) (સરખાવો એ જ અર્થનાં મરાઠી ક્રિ **गहींवरणे', गहींवरून येणे**.) આ અનુમાન સામે જૂ જૈન ગુ. મા આવનો લગભગ આ જ વર્ષોવાળો પણ વિરુદ્ધ અર્થનો (ઉત્સાહ ઉન્નામવાચક) કંઈક અનિશ્ચિતતાથી (losely) પ્રયોજાતો ગહગહવુ ઊભો રહે છે [સરખાવો:

જિમ ભૂમિપનિ ભુયબલ ચમકે, જિમ જિનમંદિર ઘંટા રણકે,

તિમ ગોયમ લબ્ધે ગહગહે એ (ગૌતમરાસ, ઈ સ ૧૩૫૬.)

તીરન્તર ડક જિમ તે વહતા, સમવસરણ પુહતા ગહગહતા (એ જ)]

પણ ગજગહ ને ગદ્ગદ્ શબ્દો એક જ હોય તો, આવા ઉત્સાસવાચક રૂઢ અર્થમાં 'ઉત્સાહજન્ય ગદ્ગદિતતા' એવો મૂળ અર્થ ગણવો જોઈએ. સરખાવો 'ગદ્ગદિયા' (કરવામાં આવેલી ગલીપચી, હા અતીવ આનંદ, સુખ, લીનાવસ્થાની અવસ્થા) એનો અર્થ પણ ઉપર પ્રમાણે ઘટાવી શકાય

તેમ છે. रोमहर्षण શબ્દ સુખ, ભયાદિ એમ બંને પ્રસંગે વપરાય છે તે પણ આ અનુમાનને કંઈક પુષ્ટ કરે છે.

**તં** : તારાથી.

**દિખ** : દીક્ષા. **પલે** : પળાય.

**સહગુરુ** : એ જ ગુરુના બીજા શિષ્યો, ગુરુભાઈ. જુઓ પા. ભે.

**તં પુન્ન૦** : અથવા, (૨) આગલી પંક્તિની સાથે : એ દીક્ષા ગુરુ અને એના બીજા શિષ્યો સાથે—આવા બહોળા ભિન્નરુચિ સમુદાય વચ્ચે આચરવી... આ અર્થ વધુ સારો છે.

**ભીખસા** : ભિક્ષા (માટે). **દોહેલિ** : મુશ્કેલ, દુષ્કર.

**ચાલવો** : (જૈન સાધુને વાહન નિષિદ્ધ છે માટે) આખી જિંદગી ચાલવું પડશે, ને તે કાર્ય ખાંડાધાર જેવું છે. (૨) દીક્ષાનું વ્રત ખાંડાની ધાર પર ચાલવા સમાન છે.

**પરિસ** : પરિષહ.

**ગરત** < ઘરત < घृत, ઘી. દાલભાતમાં ઘી કોણ ઘોળી દેશે, ઘી ઘોળેલાં દાલભાત કોણ આપશે?

**તંબોલ જે.** : મુખવાસ.

## કડી ૧૧.

**ડાભ** < ડાભ < दर्भ. **સંથારો** : પાતળી શય્યા.

**ઉનો** < પ્રા. उन्ह < उष्ण. ઉકાળેલું. જૈનો, સાધુઓ તો અવશ્ય, માત્ર એ જ પાણી પી શકે. ચોમાસામાં ત્રણ ને બાકી ચાર પ્રહર સુધી એમાં જીવો પેદા થતા નથી તેથી. એ રોચક, સ્વાદિષ્ટ નહિ લાગે.

**દોહિલો** : < પ્રા. दुल्लहो < दुर्लभ. અઘરો.

**મિણ** : મીણના :તદ્દન નરમ, કુમળા. કુમળા દાંતે લોઢાના ચણા ચાવવાનું ખૂબ મુશ્કેલ.

**અવિલ** : અવિદ્ધ, એ દર્શનોથી ન વિંધાયેલો, પરાજિત ન થયેલો.

(૨) અભીહ પણ જૈન કાવ્યોમાં ઘણીવાર પ્રયોજાય છે. ન બીધેલો. સિંહગર્જના જેવું વચન કહે છે

**કડી ૧૫**

ચારિત્ર૦ : વર (ઊંચા) મણિ જેવું વર (ઊંચું) ચારિત્ર (સાધુત્વ) હું પાળીશ. પણ વધુ સારું અક્ષર-વિભાજન : પાલિ સિવ-રમણિ વરૂ.

**અંદર** : ઇંદ્ર. **નાગંદ** : નાગેંદ્ર.

**કેઈ** : (ઉપર ગણાવ્યા તેવા) **કઈ**, અનેક.

**વાસુદેવ** : આ (જૈ) ત્રિષષ્ઠિ શલાકા પુરુષોનો ઉલ્લેખ ચાલે છે. કૃષ્ણ જેવા (જૈ) વાસુદેવો એ ચક્રવર્તીથી ઊતરતા, (છને સ્થાને માત્ર ત્રણ ખંડ ભૂમિના ભોક્તા) હોય છે.

**નર** : સર્વત્ર પાઠભેદ : સાર એમાં ધાર સાથે પ્રાસ મળે છે.

**પૃ. ૩૧**

**અવરાં** . અવરનું બ. વ.

**અવધારો** : જૈ. મનમાં સમજો, ધારો, ગ્રહણ કરો.

**કડી ૧૯**

દેવકીની ઉક્તિ.

**અતંતર** < अतंत्र

**કડી ૨૦**

ગજસુકુમાલની પત્નીને દેવકી વર્ણવે છે એથી પિગળાવવા.

**સોમરિ** : સોમની, સોમલની.

**કડી ૨૨** ગજસુકુમાલની ઉક્તિ.

**અતિર** > અથિર > **अस्थिर**. સરખાવો પૃ ૭૨, 'અતિ રે.'

**કડી ૨૩**

દેવકી ઉવાચ પરિણીતાની સ્મૃતિ કરાવતાં મન પાછું ફરતું નથી તો નવી સ્ત્રીની લાલચ દાખવે છે.

**ચાલ** : ગણતરી, બાંધછોડ.

**કડી ૨૫**

કવિ ઉવાચ.

**વિગર બોલાય :** વસુદેવ કે દેવકી એમને સૂચવે-કહે તે પહેલાં જ.

**વાય** પ્રા. : <**વાયા**<**વાચા**; વાણી.

**રાજ૦ :** (દ્વારામતીને) 'રાજ્યે' આમાંનીથી લઈ શકાય; પ્રત ખગ પણ 'રાજે' આપે છે.

**પરિમાંણ :** પ્રમાણ, તે પ્રમાણે. તારા હુકમ પ્રમાણે.

**મુન** · (ગજસુકુમાલ) મૌન રહ્યા. સરખાવો: જૂ. ગુ. મુન્ય (<**મૌન**).

**પૃ. ૩૨**

તે પછી કૃષ્ણે એને ગાદીએ બેસાડ્યો.

**કડી ૩૧**

**હૂકમ૦ :** હવે એમાંથી કોનો હુકમ ચાલે ?

**કડી ૩૪**

કુમારની વાણી. 'હે કૃષ્ણ, તમે મારી આણ પ્રવર્તાવો, મારો હુકમ પ્રમાણ કરો. દીક્ષામહોત્સવની તૈયારી કરો અને કડી ૩૫ પ્રમાણે કરો.' કૃષ્ણે જોયું કે રાજગાદી પર પણ એ અફર જ રહ્યો છે એટલે એ અંતે એની રઢ સ્વીકારે છે.

**કડી ૩૫**

' **રયહરણ :** રજહરણ, રજોહરણ. જૈન સાધુઓ ઝીણા જંતુઓ ન મરે તે માટે ઊઠતાં બેસતાં જગા જેનાથી પોંજે (પૂંજે, સાફ કરે [સરખાવો : કચરો-પૂંજો]) છે તે ઊનનો 'ઓઘો'-પીંછી જેવો. રજોહરણ અને પાત્ર એ સાધુતાનાં ઉપકરણ

**નારાયણ :** ફરી હિંદુ શબ્દ

**ચરણે :** ચારિત્ર નેમનાથનો ચારિત્રમાર્ગી થપાઈશ, થઈશ.

**કડી ૩૯**

: **સિબિકા :** શિબિકા, પાલખી; જેથી બધા જોઈ શકે. પાલખી

ખુલ્લી હોય છે, મેનો બંધ હોય છે.

સોપા : સોપ્પા.

**કડી ૪૦**

કૃષ્ણ ઉવાચ.

રહેતે : એની માત સાથે રહેનો ત્યારે એને (તત)... પણ બાકીની પ્રતો 'રહેતી એ(હ)તે' આપે છે. એમ લઈએ તો દેવકી ગજસુકુમાલના તંતે રહેતી.

સુભ: શુક્લ. ચારમાંનું એક ધ્યાન. બે અશુભ ઉપર આવી ગયા: રાગ, દ્વેષ.

ચડતે વાંન : જો. 'ચડતે પરિમાણ/પરિણામ' એમ બોલવાની રૂઢિ છે. = ચડતા ભાવે; વધતા ઉલ્લાસે. પણ અહીં છંદની જરૂરિયાત પૂર્ણ કરવા કવિએ એને સ્થાને વાંન શબ્દ મૂક્યો છે. છતાં ભાવાર્થ એ જ છે. વાન < વર્ણ, રંગ; ચડતે રંગે.

સંઘ: સિદ્ધ; જુઓ પા. ભેદ. (૨) જો. ચતુર્વિધ સંઘ—સમુદાય; સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા અહીં સાધુમઘ (ના નિયમ) પ્રમાણે.

**પૃ. ૩૩, કડી ૪૫**

ત્રિપા : તૃષા, તરસ.

ચાલ : વ્યવહાર; રૂઢિ ઢંગ, ગત.

પોથી નેં આથ: પોથી (પોટલી) અને અર્થ—મિલકત; મારાં જીવનની મૂડીરૂપ પોટકી, 'આથી-પોથી', 'આતો-પોનો.'

તુમચે : તમારે. ચે મરાઠી ને જૂ. ગુ. ષષ્ઠી પ્રત્યય.

ઈરિજાદી : ઈર્ષા-(જુઓ પૂર્વે પૃ. ૩૯, વચ્ચે) આદિ.

**દોહા ૧૯**

ગજ : નામ ટુંકાવ્યું છે.

રિષસા : રક્ષા. ઈકારનો પ્રક્ષેપ તથા સ્વરભક્તિ.

**ઢાલ ૧૯**

ઉપરના દોહા ૨, ૩ માં કવિએ જે વર્ણન કર્યું છે તે ભાવક

સાધુઓને પ્રેરણારૂપ, શિક્ષણરૂપ થાય તે માટે છે. બાકી આ ઢાલનો બનાવ—સોમલે ભરેલા અંગારા (કાવ્યની એ પરાકાષ્ઠા છે)—દીક્ષાની સાંજે જ બને છે; વચ્ચે દિવસો વીતતા નથી.

**સમસાને'** : શ્મશાને.

**પડમા૦** : કાઉસગ્ગ (**कायोत्सर्ग**=એક આસને ધ્યાન ધરવું)માં પ્રતિમા સ્થાપી. આ શ્રમણ કે ભીક્ષુ-પ્રતિમાનો કાઉસગ્ગ ખૂબ વિશિષ્ટ હોય છે; એમાં પ્રતિમા કે વૃક્ષ જેવા સ્થિર રહેવું પડે છે. સરખાવોઃ 'પાદપ [વૃક્ષ] પેરે કાઉસગ રહ્યા.' આજે શ્વેતાંબર જૈનોમાં પ્રતિમા-કાયોત્સર્ગનો રિવાજ બહુધા ચાલુ રહ્યો નથી-કદાચ દુષ્કર છે તેથી.

**વિષે** : –માં.

**ચાય** : ચાહીને. સરખાવો : કાડિ. પ્રયોગ : ચાય-કરીને = જાણી જોઈ ને, જાણી બુઝીને, હિં. **जान बुझ कर**.

**સોભાગી** : સૌભાગ્યવંતો (નાયક).

કડી ૨. સોમલ વિશે છે.

**ઊલસો** : ઉલ્લાસ્યો, –નો ઉલ્લાસ, ચડતી, ભરતી, થઈ.

**કોપાતર** : **कोपातुरः** **આલ** : ખોટો, એબ.

**વહુરિ ચે** : (એના મનમાં) **बहुरि** (બહુ) ચે (ચેહ, અગ્નિ)….

પાઠભેદ : બહુ રીસે.

**'બાંધિ** : ગજસુકુમાલના માથા પર.

**કેસુવરણા** : કેસુડાના રંગના. અંગારાનું વિશેષણ.

**ષેર** : ખેરના.

આમ છતાં પ્રતિમા-કાઉસગ્ગ-ધ્યાને હોવાથી નાયક જરાયે ચળતો—હાલતોયે—નથી. શરીરથીયે નહિ, મનથીયે નહિ.

**પૃ. ૩૪**

**તુંબલિ** : તુંબડી ગુ. (લા.), હિ. માથું. તે વખતે માથાના અર્થમાં આ શબ્દ તિરસ્કારવાચક નહિ ગણાતો હોય એમ લાગે છે.

**ચાંમ** < **चम्म** < **चर्म**, ચાંબડી.

**નિલાડ** : લલાટ, કપાળ. સરખાવો પ્રા., અ. ણિડલવડ.

**કડી ૫**

**જે હાઝે તે** : આ શરીર, બાહ્ય પદાર્થ.

**પણ૦** : પણ મનમાં ગુસ્સો ન આવ્યો, અને નીચે પ્રમાણે (કડી ૭ સુધી) શુક્લ (શુભ) ધ્યાન ધ્યાયું.

**કાલનો** : કાલથી.

**પરવરતિ** : પ્રવૃત્તિ.

**પુદ્દગલ** : પુદ્દગલ જૈ. બૌ. શરીર. **સભાવે** : સ્વભાવે.

**કડી ૭**

**જિવ૦** : આ બધાને પરિણામે હે જીવ ! તેં હેરી કરીને, શી કમાણી કરી ? અનંતા સંસારની/ના ભ્રમણરૂપ. (૨) અથવા—

**રાલિયો** : રાલિયો :-રખડ્યો કે રોળાયો.

**કાલનો** : કાલથી/થયાં.

**ભુલિ ગિયો** : અનાદિકાળ ભમવાથી આત્મા(નો વિચાર) ભૂલી ગયો.

**કડી ૮**

અહીંથી કવિ ગજસુકુમાલની ધ્યાનશ્રેણીનું ક્રમશ: આરોહણ વર્ણવે છે; પારિભાષિક ભાષામાં.

**સૂમતિની વરતિ** : સુમતિની વૃત્તિ. પા. ભે. સુમતિ-નિવૃત્તિ.

**અંગેકરિ** : અંગીકારી, અંગીકાર કરી.

**ખિમાનિરે** : ક્ષમા–નીરે. **આનિ** : આણી.

**પરમ સમાધિ** : ઉત્કૃષ્ટી શાંત ભાવના, શાંત ભાવ.

**પાયો** : પગથિયું, શ્રેણી.

**ખિપક** : જૈ. ક્ષપક. આ શ્રેણી (કક્ષા) સુધી જેનો આત્મા ઊંચે ચડે છે તેને પતનનો સંભવ રહેતો નથી.

**લેસ્યા** : જૈ. લેસ્યા; જીવાત્માના અધ્યવસાય—જેના વડે જીવ શુભાશુભ કર્મ બાંધે છે તે અવસ્થા. જેને પરમ ઊંચી (પુણ્ય

બાંધનારી) છઠ્ઠી લેશ્યા (શુક્લ લેશ્યા, તેમાંયે પરમશુક્લ લેશ્યા) વરી હોય તેને ત્રણ ખંડનો અગ્નિ પણ બાળી ન શકે, તો ખેરના અંગારા શી વિસાતમાં? અર્થાત્ શરીર બળે છે, પણ આત્માનું એ તરફ લક્ષ જતું નથી.

ઘાતિકરમ: જૈ. ઘાતિકર્મ. તે ખપાવ્યાં, તેનો ક્ષય કર્યો. કર્મો આઠ છે, ચાર ઘાતિ, ચાર અઘાતિ. ચારે ઘાતિ કર્મોનો ક્ષય થતાં કેવલજ્ઞાન થાય છે. તે પછી ચાર અઘાતિ ખપી જતાં મુક્તિ, મોક્ષ મળે છે

લેહિ: લહિ, પ્રાપ્ત કરી. लब्ध्वा.

પોતા: પ્રા. પહુત્ત > જૂ. ગુ. પહોંતા > પહોંચ્યા.

**કડી ૧૧**

સાત: પૂર્વોક્ત ૭ અને ગજસુકુમાલ. (પૂર્વના છના મુક્તિધામ પરની ડેરી ને સુંદર કાયોત્સર્ગી પ્રતિમાઓ શત્રુંજય પર સ્થાપેલી છે.)

સંભારિઇં: સંભારીએ.

કેવલ-ઓછવ: કેવલજ્ઞાન પ્રાપ્તિનો મહોત્સવ.

મુરાર: મુરારિને. ફરી હિંદુ પ્રયોગ.

વિરતંત: વરતાંત, વૃત્તાંત. સુત્રે: ધર્મસૂત્રોમાં.

પૃ. ૩૫. ચાર તિરથ: ચતુર્વિધ સઘને.

સાજ: સાહાય્ય. વધાંમણિ: વધાવો, ખુશખબ્તી.

સાર: શ્રેષ્ઠ, ઉત્તમ. પૂરક શબ્દ. તેણે: કૃષ્ણે.

કૃષ્ણ વિશેની કથા જૈનોમાં આ પ્રકારે છે: તેઓ વાસુદેવ [ત્રણ ખંડ પૃથ્વીના માલિક એવા પ્રતિવાસુદેવ (આ દાખલામાં જરાસંધ) પાસેથી એની ભૂમિ આંચકી લેનાર] હોવાથી, યુદ્ધાદિ અને વિલાસાદિ કર્મોને કારણે, સાતમી નરકે જવાય એટલાં કર્મ તેમણે બાંધ્યાં હતાં. એકવાર નેમિનાથ અને એમના ૧૮૦૦૦ સાધુને તેમણે ત્રણ ત્રણ ખમાસણાં (પંચાંગ નમસ્કાર) દઈ ભાવપૂર્વક વંદના કરી. આથી એમની ચાર નરકો ઓછી થઈ—એમણે માત્ર ત્રીજી નરકનું આયુ(ષ્ય) બાંધ્યું અને સાથે જ ત્રીજી પૂરી કર્યા પછી આગામી ઉત્સર્પિણી કાળમાં બારમા તીર્થંકર

થવાનું [અને ગિરનાર પર મોક્ષે જવાનું] પુણ્ય પણ બાંધ્યું. આ પ્રસંગ જૈનોમાં એટલો જાણીતો છે કે એના ઉલ્લેખમાત્રથી કવિ ભાવકોનાં માથાં ભક્તિથી ડોલાવે છે.

જિણ : જિનેશ્વર, તીર્થંકર. .

કલશ. ખિમાવંત : ક્ષમાવંત, પછીની કડીમાં કહ્યા છે તે નેમનાથ. એનો શિષ્ય, માટે બાલ. (૨) ક્ષમાવંત, ક્ષમામૂર્તિ સમો. સરખાવો: 'ભડનો દીકરો,' વસ્તુતઃ ભડ. આ પાછલો અર્થ વધુ ઠીક છે. જો કે હવે 'દાનવીરનો દીકરો' ઇત્યાદિ 'બાળ ઉર્ફે દીકરો'-વાળા પ્રયોગો કટાક્ષમાં, વિપરીત લક્ષણામાં વધુ પ્રયોજાય છે.

કાય : કાયોત્સર્ગ.

ઠવિયા : મૂકયા. स्था પરથી. સરખાવો મરાઠી ठेवणें, મૂકવું.

અસરાલ : અંગારા સાથે આ શબ્દ વિ. 'ભયંકર'ના અર્થમાં વપરાય છે. વ્યુત્પત્તિ બેઉ રીતે શકય છે, ને છૂપા, ભયંકર, દુષ્ટ પુરુષ એ ત્રણે અર્થો અહીં બંધ બેસે છે. અ અસ્સાર > અસરાર > હિં. અસરાલ. છૂપાં ∴ છૂપી રીતે વિ. (૨) દે. असरालस ના. (દેશી નામમાલા, ૧-૪૦) [असुराशय ?] (નિષ્ઠુર)માંથી વ્યુત્પન્ન થઈને અસરાલ ?

નીજર : નજર (ફા.) કાઉસગમાંથી આંખ પણ ન ખોલી. અથવા, વધુ સારો (૨) જો. નિર્જરા. પાપની જે એકધારી નિર્જરા કરી રહ્યા હતા તે જરાયે ખંડિત ન થઈ. સર્વ કર્મનો સંપૂર્ણ ક્ષય તે મોક્ષ; કર્મનો આંશિક ક્ષય તે નિર્જરા. (વધુ માટે જુઓ 'તત્ત્વાર્થ'.)

જાલ : જાળું. સરખાવો પદ્મવિજયજીનું સ્તવન:

પરમત્સર-કર્મ બંધાણું, તેણે પામી દુઃખજાળ.

સંઘ : જૈ. ચતુર્વિધ.

મંગલમાલ : ઘણાં જૈન શાસ્ત્રોને અંતે આવો પ્રયોગ જોવા મળે છે. માંગલ્યની પરંપરા. દરેક સંપ્રદાયમાં ભદ્રવચન યા આશીર્વચન હોય છે તેવું જ જૈનોમાં પણ હોય છે.

' કિલાંણમસ્તુ : कल्याणमस्तु.

## પાઠભેદો

અ અને ક સિવાયની બધી પ્રતો છાપેલી છે, અને એમાંની ઘણી તે પહેલાં છપાયેલી કોઈ ને કોઈ પ્રતને અમુક રીતે અનુસરે છે. આથી માત્ર અર્થ, ભાષાસ્વરૂપ ઇત્યાદિની દૃષ્ટિએ મહત્ત્વના હોય તેવા પાઠભેદો જ આપ્યા છે. તેમાંયે જોડણી, અનુસ્વાર આદિના ભેદો તરફ ઉત્તરોત્તર ઓછું ધ્યાન આપ્યું છે, કારણ મધ્યકાલની એ બાબતની અરાજકતા સુવિદિત છે. પાઠભેદની એવી ઝીણી વીગતો ગુજરાતીમાં, સંસ્કૃતમાં થાય છે તેવી, ઉપકારક પણ નથી નીવડતી.

જે જે સ્થળે એકથી વિશેષ પ્રતોના પાઠ એક સાથે આપેલા છે ત્યાં પહેલા ઉલ્લેખેલી પ્રતની જોડણી આપેલી છે, અને ઉલ્લેખિત અનુગામી પ્રતોમાં જોડણીમાં નજીવો ભેદ હોય તો તે જુદો પાડી નોંધ્યો નથી. પણ આમ કરવામાં એક સ્થળે અપવાદ કર્યો છે. અ અને ખ બે પૈકી અ પૂર્વોલ્લેખિત હોવા છતાં સામાન્યતઃ સત્તરમી ઢાલ સુધી ખની જોડણી ( શુદ્ધતર હોઈ ) આપી છે, અની નહિ.

**અર્થ આદિ કોઈ ને કોઈ કારણે મહત્ત્વના પાઠભેદ ને કેનું બહેતર અક્ષરવિભાજન કે ભૂલ ઘેરા અક્ષરોમાં છાપ્યાં છે.**

**ચિહ્નો:** કડીનો આંક કૌંસમાં મૂક્યો છે, તે પછી ઘણી વાર લીટીનો આંક પણ આપ્યો છે, અને તે હાયફન મૂકીને, વિના કૌંસે ઉ. ત. (૪)–૩ = ચોથી કડીની ત્રીજી લીટી

० = બાકીનો ભાગ અહીં છાપેલા પૂર્વગામી પાઠભેદો પ્રમાણે.

.. = સામાન્યતયા એ સૂચવે છે કે અનુગામી શબ્દ લીટી યા ચરણમાં છેલ્લો છે.

– = સામાન્યતઃ એ સૂચવે છે કે અનુગામી અક્ષર પુરોગામી શબ્દ સાથે જોડાયેલો પ્રત્યય ઇત્યાદિ છે.

તે જ પાઠના ભેદો ચાલુ હોય ત્યારે અલ્પવિરામ, તેવા પૂરા થાય ત્યારે પૂર્ણવિરામ.

નં રા ૧

દોહા (૧) કડી (૧)-૧ ક ત્રણ ઢીલાણુ જાણુ, ખગ ત્રણ ઢાલના. અઘ ત્રણ ઢાલનાં. (૩)-૧ અખગઘચ નીવ. (૩)-૨ અખ છઠ છઠને, ઘ છઠ્ઠ છઠ્ઠને, ચ છઠ્ઠ છઠ્ઠનાં. ખ ગ ઘ ચ કર. (૫)-૨ અખગ છઠને, ઘચ છઠ્ઠને.

ઢાલ (૧) કડી (૧) અખગઘચ 'પધારિયા જી' પછી 'આજ' નથી. (૨) અખગઘચ અનેકમેન આદે. (૩)-૨ ખગચ સુમિતિયે. (૪) ખ ગોચરીયે, ગઘ ગોચરીયે', ચ ગોચરીએ (૫) ખગઘ પગ સાદમા જઈ જી, અઘ સામી જાયને જી. (૬) અખગઘ મુનિરાય. (૬)-૨ ચ દર્શન દીધે. ગઘ ભવ ભવનાં. (૭) અખગઘચ તરણુ તારણ. (૮) અખગઘ મુહ, ચ મોં. (૯) અ ભરીભરીજી અખઘચ કૃષ્ણુ જિમણુ, ગ કૃષ્ન. અખગઘચ દેવકી હર્ષિત. (૧૦) અખગઘચ જાતાને. અ પુહચાઈયા, ખઘ પહોંચાડીયાં, ગ પોહોંચાડીયાં, ઘ પોંચાડીને. (૧૦)-૨ અખગઘચ વાર. ગ આવ્યા હોય [છાપમૂલ]. (૧૧) ચ ભલે. (૧૨) અ યથા [ થયા ? ] અંગણુ. (૧૪) અખગઘચ જાતા ને વલી. (૧૫) અ એહને સુજતો જી. ખગઘ કે ભૂલે', ચ ભુલે. (૧૬)-૧ ખગઘચ કારણુ એ નહીં જી. (૧૬)-૨ ઘ સાધવિચાર. (૧૭)-૧ ખઘચ ગુણે ખગઘચ સમ આકાર. (૧૮)-૧ અ ભરી ભરી જી. (૧૮)-૨ અખગઘચ લાગીને જી.

દોહા (૨) કડી (૧)-૧ અ પ્રતે, ક મુનિપરતે', ખગઘચ પ્રતે અખગઘચ નિરખી (૧)-૨ અખગઘચ સંશય. (૨) ખગઘચ સુખશું'. કલા વિણુ. ચ સ્વાર્થ ન. (૩) અખગઘચ પૂછતી હવી.

ઢાલ (૨) કડી (૧) અ જોજનનો રે માંન, ખગઘ જોયણુને માન, ચ જોજનને માન. કડી (૨) અખગઘચ આઠ. (૩)-૧ અ સાર્યા-ફોડાગ. (૫)-૧ ખગ સાર્યા ન લીધો (૫)-૨ ઘમાં 'ઉદરેજી રે' છપાયું નથી—પડયું છે. (૬) ખગઘચમાં નવી આંકણી અહીં નથી, પણુ કડી ૭ ને અંતે; આ મુજબ: દેવકી લોભ નહીં છે કાંય. અ જોય. (૭) અ વલતાં, ખગ વલતો મુનિવર અ યાદરે પહેલા,

ખગઘચ તાહરે પહેલા. (૮) ખગ મુનિવર કાકંડી, ઘ કાંકડી, અચ કાંકડી. (૯) ખગઘ આડી કરીને. (૧૦)-૨ અ કેણુરા. (૧૨) અ બત્રીસે રંભા દાત, ખગઘચ ...દાય. અ માત.

દોહા (૩) કડી (૨)-૨ અ કિસ્યા, ખગઘ કિસ્યા, ચ કિયા. અ મોય.

ઢાલ (૩) કડી (૧) અ જાણતો. રહેતો. આ ઢાલમાં અમાં સર્વત્ર એકવચન છે. (૨) અ સાધારે, ખગઘચ સાધુને પરિવાર. (૩)-૧ અઘચ વૈરાગીયા. (૩)-૨ અખગઘચ સહુ. (૪)-૪ અ મેં તો દીયો છકાયા દાન. (૬)-૧ ખગ છઠ છઠને, ઘચ છટ્ઠ છટ્ઠને. (૬) -૨ અ આંતરો, ખચ અંતર હમારે કો, ગઘ અંતર હમારે કોય. ખગઘચ છે એ તપ તણો. છાપેલી પ્રતોમાં સર્વત્ર 'બેલા' ને સ્થાને 'છઠ/છટ્ઠ' છે. (૭)-૨ અ ઇમ આવ્યા, ખગઘચ એમ આવ્યા.

દોહા (૪) કડી (૧) અખગઘચ થેં મોટા. ક દિજો. (૨) અખગઘચ વતાય.

ઢાલ (૪) કડી (૧) ક રચિયા [ / ] બનાવ્યા. અખગઘચ 'રંભા' નથી. (૨) અખગઘચ લાગી. અ આપી તે મુઝ માયેં માય રે માઇ. (૩) અખગઘચ બત્રીશ રુપૈયા. (૩)-૩ અચ બત્રીશ બંધ, ખગ બત્રીસ બદ્ધ, ઘ બધ. (૪)-૧ અ બત્રીશ મુગટ મુગટ પવર ઇમ કુંડલ ને હાર રે માઇ, ખગઘચ બત્રીશ મુગટ મુગટ પરવારું, હેમ કુંડલ ને હાર રે માઇ. (૫)-૨ ખગઘચ તીસરા ચૌસરા હાર અને વલી. ઘચ તુરીય. ખગઘચ બત્રીશ. સર્વત્ર પાઠોમાં 'બત્રીસ' છે, 'બત્રીસે / સો' નથી. અખગઘ ઇમહિ જ, ચ એમહીજ. ખગ કુલશ. અમાં (૭)-૨ નથી. (૮) અખગઘ વલી આરીસા, ઘ વળી આરીસી. (૯) અખગઘચ પીઠ. (૧૦) અખગઘચ બંધવતી. (૧૦)-૨ ખગ એકશો બાણુંને ઋદ્ધિ અપાણી, અ આપાણી, ચ અપાણી. (૧૧)-૨ અ અમે એ છએ ભ્રાત, ખગ એ અમે છએ

